(१) वेद और वेदांग आदि शास्त्रों के प्रकार अर्थात् उनकी व्याख्या करने कराने, पढ़ने, पड़ाने सुनने, सुनाने, छापने छपवाने आदिमे ।

(२) वेदोक्त धर्म के उपदेश और शिक्षा अर्थात् उपदेशकमण्डली नियत करके देश देशान्तर और द्वीप दीपांतर में भेजकर सत्य के ग्रहण और असत्य के त्याग आदि में ।

(३) आर्यावर्त्त के अनाथ और दीन जनों की शिक्षा और पालन में खर्च करें और करावें ।

( २ ) जैसे मेरी उपस्थिति में यह सभा सव प्रवन्ध करती है वैसे हि मेरे पीछे तीसरे या छटे महिने किसी सभासद् को वैदिक यन्त्रालय का हिसाव किताव समझने और पड़ताल्ने के लिये भेजा करे और वह समासद् वहां जाकर कुल आमदानी और खर्च की जांच पढ़ताल किया करे और उसके नीचे अपने हस्ताक्षर करे और इस पड़ताल की एक २ प्रति प्रत्येक सभासद् के पास भेजे और यदि यन्त्रालय के प्रवन्ध में कुछ त्रुटि देखे तो उसके सुधार के लिये अपनी सम्मति लिखकर प्रत्येक सभासद् के पास भेज देवे और प्रत्येक सभासद् को उचित है कि अपनी २ सम्मति सभापति के पास लिख भेजे और सभापति सवकी सम्मति से यथोचित प्रवन्ध करे, इस कार्य में कोई सभासद् आलस्य या अनुचित व्यवहार न करे ।

( ३ ) इस सभा को उचित है कि जैसा यह परम धर्म और परमार्थ का काम है वैसा ही उसको उत्साह, पुरुषार्थ, गम्भीरता और उदारता से करे ।

( ४ ) प्रागुक्त तेईस आर्य सज्जनों की सभा मेरे पिछे सव प्रकार मेरी स्थानापन्न समझी जावे अर्थात् जो अधिकार मुझे अपने सर्वस्व का है वही अधिकार सभा को है और होगा । यदि उक्त सभासदों में से कोई सभासद् स्वार्थ में पड़कर इन नियमों के विरुद्ध काम करे या कोई अन्य हस्तक्षेप करे तो वह सर्वथा झूटा समझा जाय ।

( ५ ) जैसे इस सभा को वर्त्तमान समय में मेरी और मेरे सव पदार्थों की यथाशक्ति रक्षा और उन्नति करने का भी अधिकार है वैसे ही मेरे मृतक शरीर के संस्कार का भी अधिकार है । अर्थात् जव मेरा शरीर छूटे तो न उसको गाड़े न जल में वहावें, न जन्गलमें फेंके, सिर्फ चन्दन की चिता वनवावें और जो यह सम्भव न हो तो दो मन चन्दन, चार मन घी, पांच सेर कपूर, अढाई मन अगरतगर और दस मन काष्ट लेकर वेद के अनुसार जैसा कि संस्कारविधिपुस्तक में लिखा है वेदि वनाकर वेदमन्त्रों से जो उसमें

लिखे हैं भस्म करें। इसके सिवाय और कुछ वेद के विरुद्ध न करें; और जो उस समय इस सभा के कोई सभासद् उपस्थित न हों तो जो: कोई उस समय उपस्थित हो वही यह काम करे और जितना धन इसमें लगे उतना सभा से लेलेवे और सभा उसको देदेवे।

( ६ ) अपने जीवन में मैं और मेरे पीछे यह सभा इस बात का अधिकार रखती है कि जिस सभासद् को चाहे पृथक् करके किसी और योग्य सामाजिक आर्यपुरुष को उसका स्थानापन्न नियत करदे। परन्तु कोई सभासद् सभा से तबतक पृथक् न किया जायगा, जबतक उसके काम में कोई अनुचित चेष्टा न पाई जाय।

( ७ ) मेरे सदृश यह सभा सदा स्वीकारपत्र की व्याख्या या उसके नियमों का पालन या किसी सभासद् के पृथक् करने और उसके स्थान में, अन्य सभासद् को नियत करने या मेरे आपत्काल के निवारण करने के उपाय और यत्न में वह उद्योग करे जो सब सभासदों की सम्मति से निश्चय और निर्णय हो या होवें और यदि सभासदों की सम्मति में विरोध रहे तो बहुसम्मति के अनुसार काम करें और सभापति की सम्मति को सदा द्विगुण समझें।

( ८ ) किसी दशा में भी यह सभा तीन से अधिक सभासदों को जबतक अपराध के सिद्ध होने पर भी पृथक् न कर सकेगी जबतक कि उनकी जगह में और सभासदों को नियत न करले।

( ९ ) यदि किसी सभासद् का देहान्त होजाय या वेदोक्त धर्म छोड़कर उक्त नियमों के विरुद्ध चलने लगे तो सभापति को उचित है कि सब सभासदों की सम्मति से उसको पृथक् करके उसकी जगह में किसी और योग्य वेदोक्त धर्मयुक्त आर्यपुरुष को नियत करें, परन्तु उस समय तक साधारण कामों के अतिरिक्त कोई नया काम न छेड़ा जाय।

( १० ) इस सभा को अधिकार है कि सब प्रकार का प्रबन्ध करे और नये उपाय सोचे। परन्तु यदि सभा को अपने परामर्श और विचार पर पूरा २ निश्चय और विश्वास न हो तो समय का निर्धारण करके लेख द्वारा सम्पूर्ण आर्य समाजों से सम्मति ले और बहुपक्षानुसार उचित प्रबन्ध करे।

( ११ ) प्रबन्ध का घट । बढ़ाना या स्वीकार या अस्वीकार करना या किसी सभासद् को पृथक् वा नियत करना या आमदनी व खर्च की जांच पडताल करना या अन्य हानि लाभ सम्बन्धी विषयों को सभापति वर्ष भर में वा छः महीने में छपवा कर चिट्ठी के द्वारा सब सभासदों में प्रचारित करे।

( १२ ) यदि इस स्वीकारपत्र के विषय में कोई झगड़ा उठे तो उसको राजगृह में व लेजाना चाहिये, किन्तु जहांतक होसके यह सभा अपने आप उसका निर्णय करे । यदि आपस में किसी प्रकार निर्णय न होसके तो फिर न्यायालय से निर्णय होना चाहिये।

( १३ ) यदि मैं अपने जीते जी किसी योग्य आर्यपुरुष को पारितोषिक देना चाहूं और उसकी लिखत पढ़त कराकर रजिस्टरी कराऊं तो सभा को चाहिये कि उसको मानें और दे ।

( १४ ) मुझे और मेरे पीछे सभा को सदा अधिकार है और रहेगा कि उक्त नियमों को देश के किसी विशेष लाभ और परोपकार के लिये न्यूनाधिक करें ।

## हस्ताक्षर—दयानन्दसरस्वती ।

पुत्र जन्मोत्सव के अवसर पर महाराणा साहेब ने आठसौ रुपये स्वामीजी की प्रेरणा से अनाथालय फ़ीरोज़पुर को भेजे थे । विदा करते समय महाराणा साहेब ने दो हजार रुपये स्वामीजी की भेट करना चाहे। परन्तु उन्होंने स्वीकार नहीं किया जब महाराणा साहब ने आग्रह किया और यह कहा कि हम संकल्प कर चुके हैं, इसे रख नहीं सकते, तब स्वामीजी इसके लिये दानपत्र सोचने लगे, निदान इस रुपये को परोपकारिणीसभा को देदिया । इस अवसर पर महाराणा साहेब ने स्वामीजी से अपनी यह अभिलाषा प्रगट की कि यदि आप षड्दर्शनो का भाष्य ( अनुवाद ) छपवावें तो इसके खर्च के लिये बीस हजार रुपया मुझसे मंगवालीजियेगा। अस्तु, महाराना सज्जनसिंहजी ने स्वामीजी को अपनी रियासत से बड़ी प्रतिष्ठा और आदर के साथ विदा किया, स्वामीजी के पश्चात् यहां आर्यसमाज भी स्थापित होगया, जिसके कई प्रतिष्ठित और प्रभावशाली पुरुष सभासद् हुये ।

ओ३म्



गुरुकुल विद्यालय ( मुंबाई प्रान्त ) ना ब्रह्मचारीओनी छेल्ली यात्रा प्रसंगेनु सन्ध्योपासना कर्म



# આર્યપ્રકાશ:

# મહર્ષિ-અંક.

પુસ્તક ૯ મું.] વડોદરા, રવિવાર ૧૦ નવેમ્બર ૧૯૧૨ [અંક ૩૧ મો

## મહર્ષિ પરમપદોત્સવ.

( શ્રીમદ્દયાનંદાબ્દ ૩૦-વિક્રમાર્ક ૧૯૬૯ )

ભારત માતાના પનોતા પુત્ર, આધુનિક ધાર્મિક જગતના અદ્વિતીય નેતા, સૃષ્ટિભરના શ્રેષ્ઠ ઋષિ મુનીયોની પંકિતમાં ઉચ્ચ સ્થાને મુકાવા યોગ્ય મહર્ષિ, ત્યાગ અને વૈરાગ્ય વૃતિનું આદર્શ દ્રષ્ટાન્ત, આર્યાવર્તના અસ્તકાળ ( કળીયુગ ) ના અપૂર્વ યોગી, ને અખંડ નૈષ્ઠિક બાળબ્રહ્મચારી વેદ વિદ્યાનો પ્રકાશિત સુર્ય, અસાધારણ સત્યાગ્રહ અને હૃદયભેદક વકતૃત્વતાનો અદ્ભુત નમૂનો, ઉંચા પ્રકારની દયા અને અનુપમ આનંદની અનેરી મૂર્તિ, તે કર્તવ્યનિષ્ઠ પરદુઃખભંજન મહાત્મા, સ્વામી શ્રી ૧૦૮ દયાનંદ સરસ્વતીના પરમ પદ પામ્યાને આજે ઓગણત્રીશ વર્ષ વ્યતીત થઇ ૩૦ મું બેઠું. આવા મહાત્માની જયંતિ ઉજવવી, એવા મહા પુરૂષના ગુણાનુવાદ ગાવા, એજ ત્હેમના આપણાપરના ઉપકારોનું સ્મરણ કહેવાય; અને એવા મહર્ષિના ઉદ્દેશોનો પ્રચાર કરી ત્હેમણે આરંભેલાં સત્કાર્યોનુ પાલન પોષણ તથા પૂર્તિ કરવી, એ ત્હેમના આપણા પ્રતિના ઋણનું નિવારણ કહેવાય; ઉકત ઋણના નિવારણ માટે આપણે શું શું અને કેટલુ કર્યું છે ? તેના હીસાબ અને નફા તોટાની તપાસ આપણે આજે નવીન વર્ષના આરંભમા નહિ કરીયે તો કયારે કરીશુ ? આજનો દિવસ તે હિંદુસમાજનું મંગળ પર્વ છે. રાવણરાક્ષસને હરાવી રામે ભૂભાર ઉતાર્યો, અને ભારતમાં ધર્મ રાજ્યનું સ્થાપન કર્યું, એવીજ રીતે

પરદુઃખભંજન વિક્રમ મહારાજે શુદ્ર લોકોના ત્રાસથી પ્રજાને છોડાવી પ્રીતિનું પાલન કર્યું તેથી તે મહાપુરૂષોના સ્મરણ નિમિત્તે ભારત વર્ષની હિંદુ પ્રજામાં દીવાળીનો ઉત્સવ અને સંવત મનાય છે. આર્ય બંધુઓને માટે, દીવાળીનો એ ઉત્સવ વધુ ગૌરવદર્શક એટલા માટે ગણાય છે કે, મર્યાદા પુરૂષોત્તમ રામચંદ્ર મહારાજ અને પરદુઃખ ભંજન વિક્રમાદિત્ય નરેશની જયંતિ ઉપરાંત એજ દિવસે પાખંડ મત ખંડન મહર્ષિ સ્વામી દયાનંદની મોક્ષ તીથિ આવે છે ! જે નવિન વર્ષના આરંભમાં એવું સુચવે છે કે, " અધર્મનો નાશ કરી સત્ય ધર્મનો પ્રચાર કરવા તત્પર થાઓ, અને "પરદુઃખ ભંજન બનો ! " મહા પુરૂષોની જયંતિઓ તેમના પવિત્ર જીવનના મનન, સમાલોચના તથા અનુકરણ માટે સરજાયલી તેને બદલે આજે ઉક્ત ઉત્સવો કેવળ સારૂં સારૂં ખાવા તથા પહેરવા ઓઢવામાંજ પતાવી દેવામાં આવે છે. સદ્‌ભાગ્ય દેશનું છે કે, કેળવણી તથા આર્ય સમાજના પ્રચારને લીધે ઉત્સવો ઉજવવાની પૃથામાં દિવસે દિવસે કંઇક સુધારો થતો જાય છે, અને તદનુસાર ઉક્ત ઉત્સવો શું પ્રયોજનથી ઉજવવામાં આવે છે એનો લોકો વિચાર કરતાં શીખ્યા છે, આર્ય સમાજે વરસો થયાં એ પદ્ધતિ શરૂ કરી છે અને તે મહર્ષિની મોક્ષ તીથિને દિવસે, તેમના પવિત્ર જીવન પર વિચાર તથા ચર્ચા કરવા હર હમેશ તૈયાર રહે છે: ઉત્સવોના દિવસમાં જીવન કથા શ્રવણ ઉપરાંત, પ્રજાને ઉંચા પ્રકારનું વાચન મળે, એ પૃથા પણ કેટલાક સમયથી આ પ્રદેશમાં શરૂ થઇ છે, અને તદનુસાર કેટલાક પત્રો પોતાના દિવાળીના અંકો કાઢે છે; ઉતર હિંદનાં એક બે આર્યસામાજીક પત્રો ઉક્ત દિવસમાં પોતાનો ખાસ રંગિ અંક કાઢતાં હતાં. એ બધી પરિસ્થિતિનો વિચાર કરતાં આર્ય પ્રકાશનો પણ તેવો અંક કાઢવાની અમને સ્હેજજ ઇચ્છા થઇ. ઉક્ત વિચાર અમને ઘણો મોડો ઉદ્‌ભવ્યો કે જેટલા સમયમાં આવું એક કામ પાર પાડવું લગભગ અસંભવિત જેવું લાગતું હતું; તથાપિ દૃઢ સંકલ્પથી ઉક્ત કાર્યનો આરંભ કરતાં, લેખકોની કૃપા દ્રષ્ટિથી આ અંક ચાલુ સ્વરૂપમાં અમે વાચકોની સમક્ષ રજુ કરવા શક્તિમાન થયા છીએ; સમયની ન્યુનતાને લીધે તથા પ્રેસ બહારગામ હોવાની અગવડતાથી પ્રત્યેક લેખોનાં પ્રુફો ત્હેના માનવંતા લેખકોને મોકલી શકાયાં નથી, તેમ અમારાથી પણ તે સર્વાંશે જોઇ શકાયા નથી એથી કોઈ સ્થળે દ્રષ્ટિદોષથી ભૂલો રહી ગઇ હોય તો તે વાચકો સુધારીને વાંચવાની કૃપા કરશે. સમયાભાવને લીધે જેમ ઉપરની બાબતો માટે અમારે ક્ષમા માગવી પડે છે તેરીજ રીતે હજુ વધારે સારાં ચિત્રો મ્હોટા પ્રમાણમાં અમે મુકી શક્યા નથી એટલુંજ નહિ પરંતુ અમારી ધારણા પ્રમાણેના અન્ય ઘણા વિદ્વાન લેખકોના લેખો અમે પ્રાપ્ત કરી શક્યા નથી. શ્રીમાન મહાત્મા મુન્શીરામજી, શ્રીમાન પ્રો. રામદેવજી બી. એ., શ્રીમાન લાલા હંસરાજજી બી. એ. પ્રીન્સીપાલ ડી. એ વી. કોલેજ, શ્રીમાન પં. મદન મોહન માલવીયા, શ્રીમાન પં. તુલસીરામજી સ્વામી સામવેદ ભાષ્યકાર, શ્રીમાન પં. ગંગાપ્રસાદજી એમ. એ. ડેપ્યુટી કલેક્ટર, શ્રીમાન પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી., શ્રીમાન રમણભાઈ બી. એ. એલ. એલ. બી. શ્રીમાન રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા, શ્રીમાન સાક્ષરશ્રી નનઃસુખરામભાઈ બી. એ., શ્રીમાન નન્દનાથ કેદારનાથ દીક્ષિત પ્રીન્સીપાલ મેટ્રેનીંગ કોલેજ અને શ્રીમાન દેરાસરીજી બી. એ. બેરીસ્ટર એટ'લો વિગેરે વિદ્વાનોએ એક તરફ પોતાની સં-

પૂર્ણ સહાનુભૂતિ દર્શાવી સમય ન્યુન હોવાને લીધે લખી શકવા પોતાની અશક્તિ જણાવી હતી. તોપણ જે લેખો અમે પ્રાપ્ત કરી શકાયા છીએ તેમાંના કેટલાક લેખકો કંઇ જેવી તેવી યોગ્યતા વાળા નથી એથી અમારી સંપૂર્ણ ખાત્રી છે કે ઉકત અંકથી વાચકોને અવસ્ય સંતોષ મળશે. પોતાના અનેક વ્યવસાયોને બાજુએ મૂકીને ટુંક સમય હોવા છતાં પણ, તે વિદ્વાન લેખકોએ પોતાના લેખો અમને વખતસર મોકલી આપ્યા છે, તે સર્વનો અમે અંતઃકરણપૂર્વક **આભાર** માનીએ છીએ; અને આશીએ છીએ કે, એવીજ ઉદાર અને પ્રેમાળ દૃષ્ટિથી તેઓ અમોને હરહમેશ પોતાના લેખોદ્વારા અવશ્ય મદદ કરતા રહેશે. ઉત્સવોના દિવસમાં કે મહર્ષિની મોક્ષ તિથિ નિમિત્ત આવો અંક કાઢવાનું મુખ્ય પ્રયોજન જેમ સારૂં વાંચન પુરૂં પાડવું એવો છે, તેવીજ રીતે આ અંકનું બીજું કારણ એ પણ છે કે એથી સામાજિક સિદ્ધાન્તો તેની સંસ્થાઓ તથા તેના સ્થાપક આદિ સંબંધમાં, અન્ય મતાવલંબી વિદ્વાનોનો શું અભિપ્રાય તથા તેમના તરફની શું સુચનાઓ છે તે આપણને જાણવાનું મળે અને ઉકત ઉદાર વિચાર વાળા વિદ્વાનોને પણ એ નિમિત્ત તથા એ દ્વારા ઉકત વિષયો પર વિચાર તથા અવલોકન કરવાનું પ્રાપ્ત થાય, આમ કરતાં અમે પ્રત્યેક લેખકોના પ્રામાણિક મતભેદો પર અમારા તરફની કંઇ પણ ટીપ્પણી ન કરતાં ઉકત લેખો એમને એમ પ્રકટ કરવાનુંજ ઉચિત ધાર્યું છે. તે તરફ અમારા સુજ્ઞ વાચકોનું ધ્યાન ખેંચવાની અમે રજા લઇએ છીએ લેખકોનો આભાર માનતી વખતે સહયોગી માસિક મનોરંજન પત્રના અધિપતિ રા. મિત્રનો આભાર માન્યા વિના અમે રહી શકતા નથી કે જેની કૃપાથી અમે મહર્ષિ અંક માટેનાં ચિત્રોના બ્લોક વખતસર મેળવવા અમે શક્તિમાન થયા હતા. રા. રા. મિત્રની માફક મ. મગનલાલ વિદ્યાર્થી તથા શ્રીમાન્ માસ્તર આત્મારામજીએ પોતાના અમુલ્ય સમયનો ભોગ આપીને અંગ્રેજી તથા હિંદી પ્રુફો જોવામાં અમને જે ઉપયોગી મદદ આપી હતી તે માટે તેમના પણ અમે આભારી છીએ. અત્રે અમે એક વાત જણાવવી ઉચિત ધારીએ છીએ કે, કેટલાક લેખકોના લેખ ધાર્યા કરતાં વધુ લાંબા અને વધારે પ્રમાણમાં આવેલા હોવાથી અંકનું કદ અમારે લગભગ બમણું કરવું પડયુ છે અને છતાં પણ કેટલાક લેખો અમે ઉકત અંકમાં લઇ શકયા નથી, તે માટે અમે ઉક્ત લેખકોની ક્ષમા માગીએ છીએ. અનુકુળતાએ તે લેખો પ્રકાશના હવે પછીના અંકમાં અમે પ્રકટ કરશું.

## મહર્ષી-અંક.

મહર્ષિના જીવન સંબંધિ કેટલીક અપ્રકટ વાતો પ્રસિદ્ધિમાં આવે અને એમના સંબંધમાં અન્ય પુરૂષોના શું અભિપ્રાય છે? તેનું ગુર્જર પ્રજાને જ્ઞાન થાય એ હેતુથી આ વર્ષે આ અંકમાં સ્વામી દયાનંદના જીવનચરિત્ર સંબંધિ લેખોજ મંગાવવાનું ઉચિત ધાર્યું હતું. અને અમારા ધારવા પ્રમાણે હાલ તુરત ઉકત સંગ્રહ સ્વામીજીના જીવન તથા ઉદ્દેશો કે તેમની પ્રવૃત્તિઓ સંબંધમાં કંઇક પ્રકાશ પાડવા માટે અનેક રીતે ઉપયોગી થઈ પડશે; મહર્ષિના જીવનની ટુંક નોંધ આરંભના અંગ્રેજી લેખમાં લેવાઇ ગઇ છે, તેમજ એ સંબંધમાં હિંદી તેમજ ગુજરાતી લેખોમાં પણ કેટલુંક વિવેચન કરવામાં આવ્યુ છે એથી, તેમજ સ્થળ તથા સમયના અભાવથી, એવો એક વ્યવસ્થિત લેખ ગુજરાતી વાચકો માટે લખવાની અમારી અભિલાષાને

અમારે દર્શાવવી પડે છે; કારણ કે અમને એ પણ લાગ્યા વિના રહેતું નથી કે, ગાગરને સાગરમાં ભરવો, અને એક દૈવીજીવનને એક સાધારણ આત્માએ આલેખવું એ કંઇ જેવું તેવું કામ નથી. એથી અત્રે તો અમે એ સંબંધમાં બે ત્રણ બાબતોજ જણાવી સંતોષ માનશું: સ્વામીજીના સંબંધમાં દેશી તથા વિદેશી તેમજ હિંદુધર્મ તથા વિધર્મીઓના શું અભિપ્રાય હતા તેનો એક સંગ્રહ અંગ્રેજી તથા હિંદી ભાષાઓમાં અમે પ્રકટ કર્યો છે, તેજ ત્હેમની મહત્તાની સિદ્ધિ તથા ત્હેમના ઉદ્દેશોની તથા ઉપદેશોની ઉદારતા તથા ઉત્કૃષ્ટતા માટે બસ છે. પ્રોફેસર મેક્સમુલર, મીસ્ટર ફ્રેડ્રીક પાયીપ. મોસીસ ઓલિન્ટ, મી. હ્યુમ, મી. હેરીસન તથા મી. નેવીન્સનના અભિપ્રાયો તો હજુ અમે પ્રકટ કરી શક્યા નથી. અલીગઢ કોલેજના સ્થાપક સર સૈયદ અહમદ જેવા વિદ્વાન અને પ્રતિષ્ઠિત મુસલમાન જેમના મૃત્યુ પર શોક કરતાં સ્વામીજીને સંસ્કૃતના "ધુરંધર પંડિત, વેદોના મહાન વિદ્વાન અને સત્પુરુષ લેખે છે. વધુમાં તેઓ જણાવે છે કે તેઓ એવા વિદ્વાન તથા સત્પુરુષ હતા કે સંપૂર્ણ ધર્મોના અનુયાયીઓ તરફથી તેઓ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાને યોગ્ય હતા. તે એવા પુરુષ હતા કે જેમના સમાન હમણાં ભારત વર્ષમાં કોઇ પુરુષ મળી શકે એમ નથી. મૂર્તિ પૂજા સંબંધિ વિરોધ હવે ઘણે અંશે મંદ પડતો જાય છે એ આર્ય સમાજની પ્રગતિ તથા મહર્ષિના પરિશ્રમની સફળતાનાં ચિન્હ છે. નિયોગના સંબંધમાં કેટલાક તરફથી સ્વામીજી પ્રતિ કટાક્ષ કરવામાં આવે છે તેમાં ઘણાઓ તો હેતુપૂર્વક ત્હેમની નિંદા કરવાજ માટે છે. ત્યારે કેટલાકોની એ વિષયમાં ગેરસમજુતી થએલી છે. સ્વામીજીના સ્વમંતવ્યામંતવ્યનો જેઓ ધ્યાનપૂર્વક અભ્યાસ કરે તેને એ સ્પષ્ટ માલુમ પડશે કે સ્વામીજીએ નિયોગની પ્રથા પૂર્વે હતી એ જણાવવાનો તથા **આપદ્ ધર્મ તરીકેજ** ત્હેનો અમુક પરિસ્થિતિ વચ્ચેજ ઉપયોગ કરવાનો ઉપદેશ કર્યો છે એ કંઇ સર્વ સાધારણને લીધે સરજાયલી નથી તેમ તે સર્વ સાધારણથી થઇ શકે એમ પણ નથી. એ સંબંધમાં વધુ વિવેચન કદાચ કોઇ અન્ય પ્રસંગે કરશું. હાલ તો અંતમાં એટલુંજ નિવેદન કરી વિરમીશું કે હિંદમાં એક સ્વામીના દશ લક્ષ આર્યબંધુઓ અને અનેક ઉન્નત ધાર્મિક સંસ્થાઓ પ્રચલિત છે એજ ત્હેમના ઉદ્દેશની નિઃસ્વાર્થતા, ઉચ્ચતા, અને સર્વ આત્મતાનો નમુનો છે. અમે આશા પૂર્વક કહીએ છીએ કે એક સમય એવો આવશે કે જ્યારે પૃથ્વિના ચારે ખુણામાં મહર્ષિનું નામ પ્રેમપૂર્વક સંભારાશે અને ત્હેમના ઉદ્દેશનું પાલન કરવા જનસમુહ દિનપ્રતિદિન રેલાતો જશે.

અસ્તુ.

# સ્વામી દયાનન્દ સરસ્વતી અને ગુજરાત.

મગનલાલ હરગોવિંદદાસ કાંટાવાળા એમ. એ.

ગુજરાતના મધ્ય સમયનો ધાર્મિક ઇતિહાસ વિચિત્ર છે. ચોમાસાના કુંવાડીઆની પેઠે તે વખતે પંથો જન્મ પામ્યા જે કોઇ ભવિષ્યની સારી આશાઓ બતાવી સ્વર્ગનાં સુખનાં ખોટા ખરાં શમણાં દેખાડી શક્યા, તેઓ ' ગુરૂ ' થવા પામ્યા. કેવળ અંધશ્રધ્ધાનો અમલ હતો. ધર્મને નામે ઢોંગ, સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ, ભક્તિને નામે ભગવેડો અને પુણ્યને નામે પાપઃ આ તે વખતનાં ધર્મ–લક્ષણ હતાં. લોકોમાં એક જાતની ધાર્મિક ઘેલછા જણાતી હતી અને કોઈ પણ આચાર્યને શિષ્યોની ખોટ પડતી નહોતી તોપણ બધાજ પંથો આવી જાતની અધોગતિને પામ્યા હતા અગર બધાજ ગુરૂઓ " ધરડા બળદને ધાલી નાથ " જેવા હતા એમ ભાગ્યેજ કહી શકાય. તે અંધારા યુગમાં પણ કેટલાક દેખતા હતા. કવચિત્ વિદ્વાન ને સાચા ગુરૂ જણાતા હતા તેમ વખતે બુદ્ધિશાળી ને સ્વતંત્ર વિચાર કરી શકે તેવા શિષ્યો પણ હતા. કબીર ને નરસિંહમહેતા જેવા સુધા ને સાચા ભક્તો મળી આવતા, તેમ સામળ, પ્રેમાનંદ ને અખા જેવા સુધારક કવિઓ સુધરેલી જીંદગીનાં સુખી ચિત્રો દોરી અગર ટીકારૂપી ચાબખા મારી લોકોને ઠેકાણે લાવવા મથતા હતા. પરંતુ કેળવણીને અભાવે આવા સુધારકો જન સમાજ ઉપર કશી સામાન્ય અસર કરી શક્યા નહીં. કબીર ને નરસિંહને વખાણનાર અહીં તહીં મળી આવતા હતા, પણ તેમના કરતાં તેમને વગોવનારની સંખ્યા મોટી હતી. પ્રેમાનંદ, સામળ ને અખાની કવિતા રસિકો વાંચતા ખરા, પણ તે માત્ર કવિતા તરીકે–" મનરંજન " કરવા પૂરતી. રસિકોનાં મન બરોબર છાપ ગ્રહણ કરી શકે તેવી રીતની સ્થિતિએ પહોંચ્યાં નહોતાં—તેમનાં હૃદય કેળવાયાં નહોતાં, એટલે કવિઓનાં સુધારાનાં ચિત્રો અગર તેમનાં વાક્બાણ કશી અસર કરી શક્યા નહીં, અને ગુજરાતની સામાજીક સ્થિતિ થોડો સમય દયાજનકજ રહેવા પામી.

આવા અરસામાં અંગ્રેજી રાજ્યની સ્થાપના હિંદુસ્તાનમાં ( તેમ ગુજરાતમાં ) થઇ તેણે અંગ્રેજી કેળવણી દાખલ કરી, જેને પ્રતાપે કાંઇક જાગૃતિ થવા પામી. જ્યાં ત્યાં ધાર્મિક ને સંસાર સુધારાની વાતો ચાલી. અંધશ્રદ્ધા બાજુએ મૂકી લોકો વિચાર કરતા ને કારણો શોધતા થયા. નવી જીજ્ઞાસા, નવી પૃચ્છવૃત્તિ, નવી તર્ક વિદ્યા, નવી ન્યાયશક્તિ ઉપયોગમાં લેવાવા લાગી. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, રામ મોહનરાય, કરસનદાસ મુળજી, માધવદાસ રૂઘનાથદાસ, દુર્ગારામ મહેતાજી જેવા નીડર સુધારાવાળા પેદા થયા, જેમણે ધર્મ અને સંસાર સુધારવા ઘણા મહાભારત પ્રયત્નો કર્યા; પણ કોણ જાણે કેમ આ વ્યક્તિઓને જોઇએ તેટલી ફતેહ મળી નહીં. સુધારાનો એક સાધારણ નિયમ એ છે કે તેનો પાયો ધર્મ ઉપર રચાયો હોવો જોઇએ. કેટલાક વીરલા વિદ્વાનો હોય છે કે જેઓ સંસાર સુધારાને ધર્મથી વિભક્ત જોઈ શકે–આચરી શકે. જેઓ બુદ્ધિ પુરઃસર વિચાર કરી શકે છે, અને તેથી જીવનમાં તેમને

ધર્મના ફરમાનની જરૂર રહેતી નથી. ફરજ એજ તેમનો ધર્મ હોય છે. પરંતુ સાધારણ મનુષ્યોને—લગભગ આખી સમષ્ટિને—રોજના વ્યવહારને માટે—રોજના આચાર વિચારને કર્તવ્ય માટે—ધર્મના શાસનની જરૂર છે. સઘળા લોકો સારૂં નરસું પારખી શકતા નથી—બધાજ કાંઇ નીતિવેત્તા હોતા નથી, અને આવાઓને જો ધર્મનાં ફરમાન આપવામાં ન આવે, નીતિ ને સુધારો ધાર્મિક રૂપમાં તેમની આગળ રજુ કરવામાં ન આવે તો તેઓ તેમના આચરણમાં લથડીઆં ખાય, અને ધર્મ વગરનો સુધારો નિષ્ફળ નીવડ્યા વિના રહેજ નહીં. આ કારણને લીધેજ સંસાર સુધારો બહુધા વિજયી થયો નથી; અને આજ કારણને લીધે હીંદુસ્તાનના બે મોટા સુધારકોએ પોતાના વિચારોને ધાર્મિક પ્રવૃત્તિ તરીકે ફેલાવ્યા. રામ મોહનરાય ને દયાનંદ સરસ્વતિ એ બંનેએ ધર્મનેજ મુખ્ય ગણ્યો. અને અગર જો કે રામ મોહનરાય ચોક્કસ કારણોને લીધે પોતાના યત્નમાં ફાવી શકયા નહીં, છતાં બંનેએ ધર્મની જરૂરીઆત સરખી રીતે સ્વીકારી.

દયાનંદ સરસ્વતિ સન ૧૮૨૪ માં ગુજરાતમાં જન્મ્યા હતા, અને સન ૧૮૪૫માં તેઓએ સંસાર ત્યાગ કરી યોગ શીખવાની અને જગતનો ઉધ્ધાર કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તેમના જીવનવૃતાંતની બાબતો જાણવા જેવી છે, અને આદર્શ સુધારકને કેવી રીતની લાયકાત મેળવવી જોઇએ તે તે ઉપરથી જાણી શકાય છે. પરંતુ તે બાબતો વિષે વધારે ઉલ્લેખ અહીં કરવાનો નથી. ફક્ત એક એક વાતનીજ નોંધ લેવી જોઇએ. દયાનંદ જો કે ગુજરાતમાંજ જન્મ્યા હતા, છતાં યોગનો અભ્યાસ કરવા તેમણે **ગુજરાત બહાર** પ્રયાણ કર્યું; અને જ્યારે તેમને જ્ઞાન પ્રાપ્ત થયું અને આર્ય ધર્મની સુધારણાના નવા પેગંબર તરીકે પોતાનું કામ શરૂ કરવાનો તેમણે નિશ્ચય કર્યો, ત્યારે પણ પોતાની સ્વદેશ ભૂમિ **ગુજરાત** પસંદ ન કરતાં ઉત્તર હીંદુસ્તાનને મુખ્યત્વે પંજાબજ તેમણે પોતાની પ્રવૃત્તિની ભૂમિકા તરીકે પસંદ કર્યું. આ એક નોંધ લેવા લાયક—ધડો શિખવા જોગ બીના છે. ખરૂં જોઇએ તો ગુજરાત તે વખતે ઘણી અધમ સ્થિતિમાં હતું—ને હાલ પણ છે, ને તેને જેટલી નવા પેગંબરની જરૂર છે તેટલી ભાગ્યેજ કોઇ બીજા દેશને હશે; પણ આ ધર્મ—ઘેલછા એજ તેના સુધારાની વચ્ચે આવનારી મુખ્ય બાબત છે. દયાનંદ જેવા મહાત્માને લાગ્યું કે " બાર પુરવીઆ ને તેર ચોકા " વાળા ગુજરાતમાં મારા શિક્ષણની કશી અસર જલદી થશે નહી. જ્યાં અસંખ્ય નાતો, પેટા નાતો ને તડો છે, જ્યાં મૂર્તિ—પૂજા સૌથી ભયંકર સ્થિતિએ પહોંચી છે, જ્યાં પુરાણ કે ભૈરક શાસ્ત્ર એજ વેદ છે, ત્યાં ધર્મની નવી ભાવનાની ઝાંખી કરાવવાથી શો લાભ? ખરેખર ગુજરાતમાં જ્ઞાતિબંધન અધમ સ્થિતિએ પહોંચ્યું છે, અને અહીં સુધારાની વાતો કરવી એ મિથ્યા છે. જે ભૂમિમાં હિંદુ ને મુસલમાન સરખા જેવા ગણાતા આવ્યા છે, તે ગુરૂ નાનકના પંજાબમાંજ જોઇએ તેવું સંતોષકારક કામ થઇ શકે એ દેખીતું છે. શરૂઆતમાં જો જય ન મળે અને લથડી જવાય તો તે સંઘ કાશીએ કદીએ ન પહોંચે, માટે શુભ શરૂઆત થવી ઇષ્ટ છે. તેથીજ ગુજરાતને બદલે પંજાબથી દયાનંદની પ્રવૃત્તિ શરૂ થઇ.

અને શરૂ થતાંની સાથેજ આ પ્રવૃત્તિએ અસાધારણ યશ મેળવ્યો. ચોતરફથી આ નવા જ્ઞાનને વધાવી લેવામાં આવ્યું—હા નવા જ્ઞાનને; કેમકે આ કાંઇ નવો માર્ગ કે નવો પંથ નહોતો, તેમ નવી ફીલસુફી પણ નહોતી. ટુંકમાં આ ફકત હીંદુ ધર્મ તેના શુદ્ધ અવિકારી

રૂપમા એક નવા સરકારી પેગંબરને હાથે નવો જન્મ પામ્યો હતો અને તો તેજ આર્યધર્મ હતો જરા તેના મુખ્ય સિદ્ધાંતો આપણે તપાસીએ સાથી પહેલા તેણે એક ઇશ્વરમાન્યતા ફેલાવી, અને ધર્મ સબંધી સઘળી બાબતોમા કેવળ વેદનેજ સાચા ગણ્યા આનુ પરિણામ સ્વાભાવિક રીતે એવુ થાય, કે મુર્તિ-પૂજા એ ઢોંગ છે, અને દુષ્ટ જ્ઞાતિ બંધન એ તુત છે સામાન્ય પણે બોલતા, જે જે ન્યાય, તર્ક ને બુધ્ધિની વિરૂધ્ધ સ્વાભાવિક રીતે લાગે, તે સૌ ધર્મ વિરૂધ્ધ ગણા શકાય-અને આ ધર્મનુ મુખ્ય શાસન વેદ માથી લેવાતું, એટલે પ્રચલિત માન નમાજ ન ચાન એમની મેળે લૂના પાગળા થઈ ગયા ને આર્ય સમાજ એ કેવળ ધાર્મિક પ્રવૃત્તિની નહી પણ એક જબરજસ્ત સસાર સુધા રક સસ્થા તરીકે કામ કરવા લાગી હજારે પતિતોની શુધ્ધિ કરી, અસખ્ય અજ્ઞાન ને ખરા ધર્મનુ ભાન આપી તેણે પ્રજાપણાની ભાવના નવેસર સજેર્જ કરી આ બાબ તેની નવી તેવા સેવા નથી પ્રજાપણુ—રાષ્ટ્રીય ભાવનાનો આપણા દેશમાથી લોપ થયો હતો, અને કુવામાના દેડકાની માફક આપણા ગામને કે આપણા તડને દેશ કે દુનીઆ મનના આપણે સંતોષ લેતા હતા આ અધકારનો પડદો આર્ય સમાજે ખસેડી નાખ્યો ને એક ધમના વાવટા નીચે તેણે સઘળા હીંદુઓને એકત્ર કરવા પ્રયત્ન કર્યો એટલુજ નહિ પણ પરધર્મીઓને પણ પાવન કરી તેમનો સત્કાર કર્યો પ્રજાપણાનુ ભાન કરાવવુ અને જ્ઞાતિ બધનને તોડી પાડવુ-એ બે તેની મોટામા મોટી સેવાએ છે, જેની યોગ્ય કદર દેશના ભલા ખાતર બુજવાની હાલ ખાસ જરૂર છે

આર્ય સમાજ જેવી બીજી સસ્થા તે બ્રહ્મા સમાજ છે, પણ તે જોઇએ તેવી ફતેહ મેળવી શકી નથી બન્ને સમાજ લગભગ એકજ વખતે જન્મી હતી । બન્નેના સ્થાપક મહાન પુરૂષો હતા, બન્નેના આશય ઉચા હતા, ને બન્ને સુધારો, પ્રજાપણુ ને એકયના વિચારો ઉપર રચાઇ હતી છતા બ્રહ્મા સમાજ આર્ય સમાજ જેટલો જય મેળવી શકી નથી કારણ શું ? એટલુજ કે તેણે ધર્મનો જોઇએ તેટલો સત્કાર કર્યો નહીં—પુનર્જન્મ ને કર્મ જેવા જરૂરના આર્ય સિદ્ધાંતોનો અનાદર કર્યો અત્યાર સુધી આર્ય ધર્મમા જે જે સુધારકો થયા-જે જે તત્વવેત્તાઓ જન્મ્યા-તે સઘળાએએ આ બન્ને જરૂરની વાતો કાયમ રાખી છે બુદ્ધ જેવા નવા ધર્મના સ્થાપકે પણ કર્મને પુનર્જન્મ ગ્રાહ્ય કર્યા છે, છતા બ્રહ્મોસમાજે તેમની અવગણના કરી તેમને પોતાની ધર્મ-પોથીમાથી બાતલ કર્યા પરિણામમા તેને પોતાનેજ ભોગવવુ પડયુ-કર્મને પુનર્જન્મ શિવાય નીતિને માટે કશુ શાસન રહેતુ નથી—સારૂ નરસુ, સદ્‌ગુણ દુર્ગુણ માણસની આંખે તુરત નાશ પામે છે બદલાની આશાની વાત બાજુએ મૂકીએ તો પણ જન્મ બધનના તફાવતો સમજી શકવા માટે એ થીઅરીની જરૂર છે આમ જે જરૂરનુ હતુ તે દુર કરવામા તેણે મોટી ભૂલ કરી અને પરિણામ એ આવ્યુ કે બ્રહ્મો સમાજ એ ફકત ઇશ્વરની પ્રાર્થના કરવાની સમાજ રહી. એથી વધારે કરી જાતના અસર તે બગાળા બહાર કરી શકી નથી.

એથી ઉલટુ આર્ય સમાજની પ્રવૃત્ત ઘટ્ટ પજાબમાજ અત પામી નથી સયુક્ત પ્રાંતો, સિંધ, રજપુતાના ને મધ્ય હીંદુસ્તાન-એ સૌ જગાએ તેનો અમલ પહોચી ચૂકયો છે, ને છેક દક્ષિણ આફ્રિકા તથા ગુજરાત ઉપર તેની અસર થઇ ચુકી છે હા, અગર જો કે

ગુજરાતે પોતાનાજ પુત્રે સ્થાપેલી આર્ય સમાજને જોઇએ તેટલો ઇનસાફ આપ્યો નથી તેમ તેના શિક્ષણનો સંતોષકારક સત્કાર કર્યો નથી. છતાં ગુજરાત છેક પથર જેવું રહ્યું નથી. મુંબાઇ ઇલાકામાં સૌથી પહેલી આર્ય સમાજ ગુજરાતનાજ રાજકોટમાં સ્થપાઇ હતી. વળી હમણાં હમણાં દરેક મોટા શહેરમાં સમાજ સ્થપાઇ છે. એટલુંજ નહીં પણ આર્ય સમાજની પરિષદો વખતો વખત ભરાય છે તેમાં હજારો માણસો ઉલટથી ભાગ લે છે; તે સમાજના વાજીંત્ર ૨૫ વર્તમાનપત્રો છુટથી વંચાય છે; ને સ્વામી નિત્યાનંદ આદિ પ્રવર્તકોનાં ભાષણો હર્ષભેર લોકો ને રાજાઓ સાંભળે છે. આ સઘળું સંતોષકારક છે. ને આપણે આશા રાખીશું કે દયાનંદ સરસ્વતિની જન્મભૂમિ ગુજરાત રાહ જોવાની નીતિ હવે જલદીથી છોડી દેશે, અને જે શિક્ષણથી દેશની ઉન્નતિ થવાનો સંભવ છે, સંસાર સુધારવાની આશા છે, પ્રજાપણું સતેજ થવાની શક્યતા છે અને નાતોનો ભયંકર કોટ તુટવાનું બને તેમ છે, તે શિક્ષણને હર્ષભેર વધાવી લેઇ જલદી પોતાનો ઉદ્ધાર થવા દેશે. તથાસ્તુ !

---

## વખણાયલાં અને ઉપયોગી પુસ્તકો.

**જ્ઞાનોત્તેજક કાવ્ય સંગ્રહ**–૪૦ જાણીતાં સ્ત્રી અને પુરૂષ લેખકોનાં સાંસારિક, ધાર્મીક અને નૈતિક વિષય પર સરખી અને મધુર ભાષામાં લખાયલાં સર્વ ઉમરનાં, સર્વ ધર્મનાં, સર્વ સ્થીતીનાં મનુષ્યોને ઉપયોગી થઇ પડે તેવાં કાવ્યો, દરેકને આ પુસ્તક એક સાચા મિત્રરૂપ લાગે તેવું છે. વીસ ફોર્મ: કપડાનું બાઇંડીંગ. **કિંમત રૂ. ૧–૪–૦**

**સંસારસુખ સાધન**—આ પુસ્તક ઇનામ આપીને લખાવ્યું છે; તેમાં સરળ પણ અસરકારક અને મધુર ભાષામાં લખાયલા ૩૬ નીબંધ છે. પુસ્તક સર્વને ઉપયોગી થઇ પડે તેવું છે. વડોદરાનાં કેળવણીખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલું છે. વર્તમાનપત્રો અને વિદ્વાનોએ દરેકને તે વાંચવાની ભલામણ કરી છે. દશ ફોર્મ. **કિંમત ૦–૪–૦**

**વિનોદ વાટિકા** ( ભાગ ૧–૨ ) દરેક પ્રકારનો ઇતિહાસીક અને સંસારિક વિચારો દર્શાવનારી અત્યુત્તમ ગણાયલી તાજી વાર્તાઓનો સંગ્રહ. બસો પાનાં લગભગ પાકું પુઠું. સોનેરી નામ કિં. રૂ. ૧–૮–૦

**રંગરસાયણ વિદ્યા**–ગમે તે રોગ વગર ખર્ચે મટે એવી નવીન પણ અકસીર અને રહેલી રૂઢીને લગતું આ પુસ્તક વૈદોના ૩૦–૪૦ વર્ષના અનુભવીએ લખ્યું છે. **કિંમત ૦–૪–૦**

**પ્રાચીન તથા અર્વાચીન હિન્દ**–કિંમત રૂ. ૦–૧–૬

**આપણી ઉન્નતિ કોના હાથમાં** છે ? કિંમત રૂ. ૦–૧–૬

☞ દરેક પુસ્તક મોકલવાનું ખર્ચ ગ્રાહકોને શીર છે.

એ ઉપરાંત શાળામાં ચાલતાં, જુદા જુદા ધંધાઓને લગતાં, તેમજ બીજાં કોઇ પણ જાતનાં ગુજરાતી, અંગ્રેજી, તેમજ મરાઠી પુસ્તકો અમારી મારફતે મંગાવવાથી પુસ્તકો તથા ક્રીને, કિંમતમાં કસીને સંભાળપૂર્વક પેક કરીને વગર વીલંબે મોકલી આપવામાં આવશે.

**ભારતી અને કંપની–મુંબઇ નં. ૪**

## સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી

માટે

# એક સનાતન ધર્માવલંબીનાં આભાર–વચનો.



કેટલાંએક માથે લીધેલાં કામો, માથે લીધા ન હોય પણ અણધાર્યાં આવી પડેલા કામો, નિત્યપ્રતિ નિર્મિત થઇ ગએલી ટેવો રૂપ કામો, લેખન-વાચનના અને સ્વાધ્યાયના કામો–એ સર્વને લીધે તથા ઉત્તરાવસ્થાને લઇને મનનો, મગજનો અને શરીરનો વેગ તે ઉપરાન્તના કાર્યો માટે સ્વાભાવિક રીતે મંદ પડતો જતો હોવાને લીધે હવે અનિવાર્ય પ્રવૃતિજ થોડે ઘણે અંશે થઇ શકે છે, તથાપિ આ કાર્ય આગ્રહને અધીન થઇને એક મહા પવિત્ર કર્તવ્ય રૂપે સ્વીકારવામા આવ્યુ છે અને તદનુસાર તેનો યથાશક્તિ–યથામતિ ઉપક્રમ કરાય છે

'મહા પવિત્ર કર્તવ્ય' એટના માટે કે સ્વામીશ્રીએ અખિલ ભારતવર્ષને પોતાનુ જીવન અર્પણ કર્યું હતુ એમા કોઇથી ના કહેવાય એમ નથી બીજા શબ્દોમા બોલીએ તો આખા દેશને સજીવન કરવાનો અને ઘોર નિદ્રામાંથી જાગ્રત કરવાનો એ મહાન્ પુરૂષે ડિંડિમ્ વગાડી આપણા સર્વ ઉપર મહદુપકાર કર્યા છે સ્વામી સમગ્ર દેશના એ રીતે તારક છતા મને તો નક્કી કરીને 'ગુજરાત ઉપર સ્વામીશ્રીએ કરેલા ઉપકાર' એમ મર્યાદિત વિષય આપવામા આવ્યો છે, તેનુ કારણ હુ ચોક્કસ કહી શકતો નથી સ્વામીશ્રીએ તો મેઘની પેઠે પોતાના ઉપદેશની વૃષ્ટિ સર્વત્ર કરી છે, તેમા જેવી જેની ગ્રહણ શક્તિ અને ધારણ શક્તિ તે પ્રમાણે તે ગ્રહણ–ધારણ કરે છે ગાલિલી વગેરે પ્રાંતોના માછીઓ આગળ વ્યાખ્યાન કરતા પ્રભુ ખ્રિસ્તે તેની અનુપમ સાદી પણ હૃદયદ્રાવક શૈલીમા કહ્યુ કે, કેટલાએક બી ખેતરમા પડયા, કેટના એક આસપાસની વાડમાં પડયા અને કેટલાએક પત્થર ઉપર પડયા, તે ઉપર વૃષ્ટિ થતા પત્થર ઉપર પડેલા બી તો ઉગ્યાજ નહિ, પણ તણાઇ ગયાં, જે વાડમા પડયા હતા, તે વરસાદના પાણીથી ઉગવા તો પામ્યા પણ વાડના રોપાથી ગુગળાઇ જતા તે વધવા પામ્યાં નહિ, પણ જે બી ખેતરની ખેડાએલી ચોક્ખી જમીનમા પડયા હતા તે ઉગ્યા, ફુલ્યા અને ફળ્યા એ મંત્રોપદેશનુ રહસ્ય સ્પષ્ટ સમજાય એવુ છે, અને તે આપણી આર્યાવર્તની ભૂમિને લાગુ પાડવા જતા જણાશે કે સ્વામીશ્રીની વચન–ધારા બીજી ભૂમિ કરતા પંજાબની ભુમિએ એવા ઉત્સાહથી ઝીલી લીધી કે ત્યા કબીર વડના જેવા ફળવાન્ વૃક્ષો ઉગી નીકળ્યા છે અને તેની વડવાઇઓ ચોમેર ફેલાવા લાગી છે, તે ત્યા જઇ નજરે જોવાથી તેનો બરાબર ખ્યાલ આવી શકે એમ છે

એ મહાત્માનો જન્મ વિક્રમ સંવત ૧૮૮૧ ઇ સ. ૧૮૨૪ મા કાઠિયાવાડમા આવેલા મોરબી સંસ્થાનના કોઇ એક ગામમા થયો હતો અને સંવત ૧૯૩૯ ની દીવાળીને દિવસે તા ૩૦–૧૦–૮૩ એ બ્રહ્મીભુત થયા. આ દેશમાં 'થિઓસોફી'ના આગમન પછી મહાત્મા શબ્દ એટલો બધો પ્રચલિત થયો છે કે તેમાં ગાંભીર્ય, ગૌરવ અને આત્મભોગાદિનાં વિરલ લક્ષણો

એ નામ સાથે સર્વથા સર્વદા જોડાએલાં રહેતાં તે ઉપર સામાન્યતઃ કોઇનું ધ્યાન રહ્યું નહિ અને જેમ 'રાજશ્રી, રાજમાન રાજશ્રી, શેઠ સાહેબ, મિસ્તર, રાવ સાહેબ' વગેરે શબ્દો આજકાલ રૂઢિને લઇને વપરાય છે, તેવી દશા મહાત્મા શબ્દની પણ આજકાલ થવા લાગી છે માટે વાંચનારને સાવધ કરવા જણાવવાની આવશ્યકતા પ્રાપ્ત થાય છે કે સ્વામીશ્રીના પૂર્વે વિશેષણ રૂપે એ શબ્દ મુકયો છે, તે અંધપરંપરાને અધીન થઇને મૂકયો છે, એમ સમજવાનું નથી પણ તેના ઉપયોગથી જે ઉપર જણાવેલાં લક્ષણોનું સૂચન થાય છે, અને તે જાણવાથી વિવેકી સજ્જનને તે વ્યકિત પ્રતિ ઉંડા માનની લાગણી ઉદ્ભવે છે અથવા પ્રાચીન શૈલીમાં બોલીએ તો પૂજન–અર્ચનની ઉર્મી થઇ આવે છે, તે આ લેખના વિષય જે સ્વામી, તેમને અર્પવાની સર્વશઃ પાત્રતા સમજીને એ વિશેષણ મૂકયું છે.

આ નમ્ર લેખક સ્વામીશ્રીના પૂર્વાશ્રમની જ્ઞાતિનો એક ઔદીચ્ય બ્રાહ્મણ છે, તેથી એવા એક અપૂર્વ મહાત્માનો જન્મ ઉક્ત જ્ઞાતિમાં થએલો જાણી, તેને આનંદસહ સહજ ગર્વ આવે એ ક્ષંતવ્ય ગણાશે, પણ તેવી લાગણીથી પ્રેરાઇને આ લેખ લખાયો નથી; કારણકે આ લેખકની સમજણ વાળી લાયક ઉમર થઇ અને પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય વિચારશીલ ગ્રંથોનું શ્રવણ તથા મનન કરવાનો અભ્યાસ પડયો ત્યારથીજ એટલે લગભગ પચાશ વર્ષથી તેનો એવો અચલ નિશ્ચય રહ્યો છે કે વેદમાં જે ચાર વર્ણ વિભાગ પાડયા છે, તેજ શ્રીકૃષ્ણચંદ્રના 'ગુણ–કર્માનુસાર' યોગ્ય છે. મિસરાદિ દેશોમાં પણ પ્રાચીન કાળમાં એજ પ્રમાણેના વિભાગ હતા; અને તે કુદરતી હોવાથી તે ચાલુ રહ્યા છે અને ન્યુનાધિક અંશે સુધરેલા કહેવાતા દેશોમાં પણ એજ પદ્ધતિ ઘણા રૂપાંતર સાથે ચાલી રહી છે. એવા નિશ્ચયવાળા મનુષ્યને ઔદીચ્ય તે શું અને શ્રીમાળી તે શું ? નાગર તે શું અને શ્રીગોડ તે શું ? એવા કારણવશાત્ પડેલા ભેદો તેની દ્રષ્ટિમાં ક્ષુલ્લક છે; અત એવ શ્રી શંકરાચાર્યે, શ્રી રામાનુજાચાર્યે કે શ્રી વલ્લભાચાર્યે ગમે તે સ્થળને અને ગમે તે બ્રહ્મકુલને દીપાવ્યું હોય; ચૈતન્ય પ્રભુનો, ગૌરાંગ પ્રભુનો અને મહર્ષિ દયાનંદ સરસ્વતીનો જન્મ ગમે તે બ્રાહ્મણ જાતિમાં થયો હોય તે સર્વને માટે અને તે પ્રત્યેકને માટે આપણને સરખો આનંદ અને ગર્વ હોવો જોઇએ; કેમકે એ મહાત્માઓને વિષે વ્યવહારમાં ચાલતા ભેદ કોઇ કાળે પ્રવેશ્યા નથી અને તેઓ તો સમદ્રષ્ટિ રાખીને અભેદભાવે વર્ત્યા છે, ત્યારે આપણે પણ એમનુંજ અનુકરણ કરવું જોઇએ. અસંખ્ય જ્ઞાતિ–ભેદે આખા દેશની પાયમાલી કરી છે; સંપને અને એકતાને તિલાંજલિ આપી છે. અને તેને સ્થાને ઇર્ષ્યા, સાંકડી સ્વાર્થ વૃત્તિ અને પીવાય નહિ, તો ઢોળી દેવાની નીચ વૃત્તિને સ્થાન મળ્યું છે. જે ભેદને પરિણામે દેશ ધુળધાણી થઇ ગયો છે, તે ભેદ સ્વામીશ્રી કદી પોપતા નહિ, એટલુંજ નહિ, પણ સહને ન કરતા. તેવા ભેદને મેં પણ બને તેટલી વિદાયગીરી આપી છે; અને એઓ ઔદીચ્ય અને હું પણ ઔદીચ્ય, તેથી શું ? તેના કરતાં તો એઓ આર્ય અને હું પણ આર્ય, એઓ બ્રાહ્મણ અને હું પણ બ્રાહ્મણ એ વિચાર કંઇક યોગ્ય છે, અને તેમને આદર્શ રૂપે જોવાથી મારામાં બ્રાહ્મણનાં ઉચ્ચ લક્ષણોના સંસ્કાર સ્થાપન થાય અને કાળે કરીને અભ્યાસ–બળ વડે લાભ પણ થાય.

એ સ્વજ્ઞાતિત્વના કારણથીએ નહિ, તેમજ સન ૧૮૭૬–૮૩ સુધી કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં આ લેખક શાળાપરીક્ષક હતો અને તેને પ્રતિ વર્ષ મોરબી અને તેના તાબાનાં ટંકારાદિ

ગામોમા પરીક્ષા માટે જવુ થતુ અને ટકારાના આદીચ્યો સાથે સગપણનો પણ સબધ હતો તેવુ જરા પણ આ લેખના ઉપક્રમનુ ખરૂ કારણ નથી, પણ ખરૂ કારણ તો આરભમાજ ઉપર જણાવી દીધુ છે, તે છે તે પવિત્ર કાર્ય કરવામા નીચે જણાવેના સાધનો મને સહાયક વા ઉત્તેજક થઇ પડયા હતા –(૧) આ દેશમા માડમ બ્લાવાટસ્કીએ તથા કર્નલ ઓલ્કોટે ત્રીશ પાત્રીશ વર્ષ ઉપર આવીને આપણા દેશના સાક્ષર મડળને જાગ્રત કર્યો અને તેમની દ્રષ્ટિ આપણા સનાતન ધર્મ પ્રતિ વાળી તેમા સ્વામીશ્રીનુ આત્મકથન વાચેલુ, (૨) તે પછી ઘણે વર્ષે તેમનો સત્યાર્થ પ્રકાશ વાચવામા આ વ્યો,–(૩) વયમા સુરતમા તેમની ભવ્ય છતે સૌમ્ય કાન્તિના દર્શન થયા અને તેમના વ્યાખ્યાન શ્રવણ કરવામા આવ્યા, (૪) વળી થોડા સમય ઉપર શ્રીયુત દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સ્વામીશ્રીના જીવન–વિષયક શોધ–ખોળમા સુરત મારે ત્યા રહ્યા અને સ્વામીશ્રીના વ્યાખ્યાન સમયના અહિના સ્થાનિક વર્તમાન પત્રની મળી આવી તે પ્રતિકૃતિઓ તેમને મેળવી આપી તે વેળાના તેમના હર્ષોદ્ગાર સાભળ્યા, (૫ )અને છેવટે સ્વામીશ્રીના જીવન ચરિત્રનો લઘુ લેખ તેમણે બગાળીમા લખ્યો, તેનુ સાક્ષર શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કૃત ભાષાન્તર આર્ય પ્રકાશના તત્રી મહાશય પરશુભાઇએ મોકલ્યુ–એ સર્વેજ મારા વર્તમાન કાર્યમા કટિબધ્ધ કરવામા કામ લાગ્યા હતા

સ્વામીશ્રી નાની ઉમરથીજ જાગ્રત અવલોકન શક્તિવાળા અને સ્વતત્ર બુદ્ધિથી વિચાર કરવાવાળા હતા એમ જણાય છે, નહિ તો દેવમદિરોમા જે સાધારણ બનતા બનાવો છે, તે ઉપર એમનુ ધ્યાન છુટું થઇ જવાથી જાય નહિ અને જો જાય તો તે જોઇને જે વિચારશૃખલા એમના મનમા ઉપજી તે ઉપજવા પામે નહિ, અને મહાદેવની પિડી ઉપર શિવરાત્રીની મધ્યમ રાતે ઉંદરો દોડાદોડ કરતા અને પુષ્પાદિ લઇ જતા જોઇ તેમના નિરકુશ મગજમા જે અનાસ્થા ભરેલો વિચાર ઉદ્ભવ્યો તે કદાચ ઉદ્ભવે તોપણ તે પ્રકટ કરવાની હિમ્મત ધરી શકે નહિ, કેમકે સઘળા દેશની સઘળી પ્રજાઓ બહુધા ચાલતી રૂઢિને વશ વર્તીને ચાલે છે અને ચીલો છોડીને ચાલવાની હિમ્મત તો માર્ટિન લ્યૂથર જેવા કે સ્વામી જેવાજ, નિદા અને દુખ વહોરી લઇને 'હુયે તે હોઇ' કહેવાનુ સાહસ કરે છે આવી રીતનુ દષ્ટાત મુકવા માટે દાષ્ટાતનો આપણે ઉપકાર માનવો ઘટે છે અને આવી બાબતમા ઉપકાર તેમનુ અનુકરણ કરવાથીજ ઉત્તમ રીતે દેખાઇ આવે છે છેવટે છે તો એથી લાભજ, કેમકે એવી રીતે રાખવામા વ્યક્તિનો તથા પ્રજાકીય સ્વાતત્ર્યનો સાચો પડ્યો સ્થાય છે,

'થિયોસોફી' ના સ્થાપક અને ચાલક માડમ બ્લાવાટસ્કી અને કર્નલ ઓલ્કોટ જેવા 'જબરદસ્ત' મનુષ્યોએ સ્વામીને પોતાના મડળમા અગ્રસ્થાન આપવા અને તેમ કરીને પોતાના સપ્રદાયની પ્રતિષ્ઠા વધારવા તેમના પુષ્કળ ગુણગાન ગાયા, તેમનુ ચરિત્ર પોતાના માસિકમા પ્રસિદ્ધ કર્યું અને તેમને રાજી કરવા અસાધારણ પ્રયત્ન કર્યાં, પણ 'સ્વામી' તો '**સ્વામી**' જ હતા, તેમના સિદ્ધાન્તોમા તે અચળજ હતા અને 'વેદ–ધર્મ' સિવાય એમને અન્ય મતમતાન્તર અમાન્ય હતા, તેથી તેમને જેવુ સમજાયુ કે આ તો ફ્સીવાની તજવીજો ચ લે છે અને લટ્યો અપાય છે, કે તરતજ પોતાની પ્રાકૃતિ સ્વતત્રતાને અનુસરી તેમાથી છટકયા અને જેવુ જોયુ–જાણ્યુ હતુ તેવુ તેઓ ખુલ્લા શબ્દોમા જણાવવા લાગ્યા.

પોતાના સનાતન ધર્મને ચુસ્તપણે વળગી રહેવાનું અને શ્રી કૃષ્ણચંદ્રના ' **स्वधर्मे निधनंश्रेयः परधर्मोभयावह ।** વચનોનું સત્ય આર્ય પ્રજાને બતાવી દઇ અડગ **શ્રદ્ધા**નો અનુપમ દાખલો મૂકી આપણુને સતત્ આભારમાં મૂકયા છે. સ્વામી વિવેકાનંદને પણ ' થિયોસોફી ' માંથી આવીજ રીતે ખસવું પડયું હતું, તેની વાર્તા તાજી હોવાથી વિસ્તાર કરવાની અગત્ય રહેતી નથી.

પણ વેદ સિવાય મનુ અને બીજા સ્મૃતિકારોના તેમજ મહાભારત જેવા લોકપ્રિય અને માન્ય ગ્રંથોમાં આપણા પુરાણી બાવાઓએ કેવા કેવા હાનિકારક અને અક્ષંતવ્ય ઘોટાળા કર્યા છે અને મનમાં આવે તેવા નવા શ્લોકો અંદર ઘુસાડી દીધા છે, તે સ્વામીજીએ બડી બહાદુરીથી ઉઘાડુ પાડી દીધું, અને તેમ કરવા જતાં તેમને ઘણા દુશ્મન ઉભા થયા અને જો કે તેઓ સામે મોઢે તો આવવાની હિમ્મત ચલાવી શકયા નહિ, તોપણ તેમણે તેમની પીઠ પાછળ ગાળો દેવામાં અને તેમની નિંદા કરવામાં બાકી રાખી નહિ. સ્વામીજી એવા સ્વાર્થી લવારાથી કે બકબકાટથી પાછા હઠી જાય, એવા ડરકણ નહોતા; વળી, તેમનો ઉદ્દેશ તો જે જૂઠથી આર્ય પ્રજાનું નૈતિક અને શારીરિક બળ હણાવા લાગ્યું હતું, તે જૂઠને તેના ભય ભરેલા રૂપમાં બતાવી દેવું અને ' સત્ય ' નું સાચું વૈદિક સ્વરૂપ પ્રત્યક્ષ કરી પ્રજાની આંખ ઉઘાડવી, એટલુંજ હતું. પાશ્ચાત્ય પંડિતો આ કામ કરતા આવ્યા છે, એમ તેમને ન્યાય આપવાની ખાતર આપણે કહેવું જોઇએ: પણ તેની સાથે આપણુને એમ પણ કહ્યા વગર છુટકો નથી કે તેને પરિણામે આપણા જુવાન વાંચનારાઓનું આપણા આર્ય ગ્રંથો માટેનું માન ઘટી ગયું અને એકજ બાજુ આવી રીતે રજુ થવાથી તેમની શ્રદ્ધા પણ ઘટી ગઇ. સ્વામીશ્રી તો ઉદર ભરી બ્રાહ્મણોનું જૂઠ ઉઘાડુ પાડવાની સાથે ' સત્ય ' પણ તેનાં કારણો સાથે પ્રકટ કરતા ગયા અને વેદ-પુરૂષનાં અજ્ઞાન તિમિર ભાસ્કર રૂપ દર્શન કરાવતા ગયા, અને તેથી સૌ કોઇ કબૂલ કરશે કે, પાશ્ચાત્ય પંડિતોની પેઠે તેમની માત્ર ( Destractieve Policy ) ઇમારત તોડી પાડવાની નીતિ નહોતી; પણ તેની સાથે ( Constrnckie Policy ) ઇમારત બાંધવાની નીતિ તેના સંપૂર્ણ સામર્થ્ય વડે રજુ કરવામાં આવી હતી; અને વાસ્તવ વિચાર કરતાં વાંચનારને લાગશે કે એ મહાન્ કાર્ય કરવાને પશ્ચિમ કરતાં પૂર્વજ વધારે યોગ્ય ગણાય. આ ભૂમિમાં જન્મેલા બ્રહ્મકુળમાં પોષણ પામેલા—વેદ મંત્રના ગૂઢ બળમાં ઉછરેલા અને તેનાંજ પરમાણુઓ રૂંએ રૂંએ વ્યાપી રહેલાં, એવા એટલે સ્વામી જેવા વિવેક કરનારા અને અંધશ્રધ્ધા નહિ પણ જ્ઞાનથી ઉદ્‌ભવેલી શ્રદ્ધા વડે શસ્ત્રબદ્ધ થએલા મહાત્મા પોતાની પ્રજાને માટે જે આત્મસમર્પણનો વિજયવંતો પ્રયત્ન કરી શકે. તેવો પ્રયત્ન ઉપરોક્ત સંસ્કાર રહિત પાશ્ચાત્ય પંડિતથી નજ બને, એ વગર કહે સમજાય એવી બાબત છે. આ પ્રમાણે સ્વામીશ્રીએ ગુજરાત ઉપર અને આખા દેશ ઉપર જે ઉપકાર કર્યો છે, તેની કીમત આંકી શકાય એમ નથી. આ સ્થળે નોંધ કરવાની આપણી ફરજ છે કે પાશ્ચાત્ય પંડિતોએ જે ધૈર્યથી, જે ખંતથી, અને જે બારીકીથી શોધખોળ ચલાવી છે અને હજુ પણ સ્વતંત્રપણે અને નિરપેક્ષ બુદ્ધિથી ચલાવે જાય છે, તે જેવી તેવી વાત નથી અને તે માટેનો તેમનો ઉપકાર માનવાને આપણે વિના વિલંબે તત્પર રહેવું જોઇએ, કેમકે એમના અપરિમિત શ્રમે આપણા પ્રાચીન ઐતિહાસિક અને સાંસારિક ઘણા પ્રશ્નો ઉપર તેમણે ઘણું અજવાળું નાંખ્યું છે, ઘણા અજ્ઞાત ગ્રંથોને પ્રકાશમાં આણ્યા છે,

સંસ્કૃત ભાષાના અભ્યાસને પુનર્જીવન આપીને સતેજ કર્યો છે અને ઉચ્છૃંખળ બુદ્ધિથી આપણા ધર્મપ્રતિ અજાણપણાના દોષથી અને એકલી અંગ્રેજી ભાષાના જ્ઞાનથી જે ઉપેક્ષા કદાચ તિરસ્કાર ઉપજ્યા હતાં, તે પ્રતિ શ્રદ્ધાયુકત કદાચ નહિ, તો પણ આદરયુકત મનનું વલણ થયું છે તે એમને આભારી છે, એમ આપણે કૃતજ્ઞતાથી અષ્ટાંગે સ્વીકારવુ જોઇએ

પોતાના વ્યાખ્યાનોથી તથા પોતાના રચેલા સત્યાર્થ પ્રકાશ વડેજ ગુરૂકુળ ' ને સ્વામીજીએ ફરી જન્મ આપ્યો ઋષિ મુનિઓના ગુરૂકુળ યાવની ઝુમના અને કતલમાં નષ્ટપ્રાય જ નહિ પણ નાબુદ થઇ ગયા હતા અને તે નામનુ પણ વિસ્મરણ થઇ ગયુ હતુ, તે આજ ભારત વર્ષની દશે દિશામા પ્રચલિત થઇ ગયુ છે અને ગુરૂકુળો સ્થપાવા લાગ્યા છે તથા કંઇક રૂપાન્તરથી તેનુ અનુકરણ થવા લાગ્યુ છે તે કેવળ એ મહર્ષિનીજ દીર્ઘદષ્ટિના પ્રતાપ દેશના અભ્યુદયની અને પ્રજા–ઘટનાની ગુરૂકુળ એ માતા છે એના થાનનુ દુધ પીનાર બાળક અજર અને અમર થઇ શકે છે આપણા સાંસારિક અને પ્રજાકીય વ્યાધિઓને નિર્મૂળ કરે એવી એ મહામાત્રા છે. મૂર્છા પામેલા લક્ષ્મણને સદા બ્રહ્મચારી હનુમાનજીએ સંજીવની બુટ્ટી આણી આપીને તથા સુંઘાડીને તેની મૂર્છા વાળી, તેવીજ ગુરૂકુળની સંજીવની બુટ્ટી સુંઘવાથી બાળક સચેત થાય છે અને તેને કોઇ એક નવુંજ ભાન આવે છે અને કર્તવ્ય–જ્ઞાન સ્ફુરે છે. લાહોરમાં દયાનંદ એંગ્લો વૈદિક કોલેજ જે મહા કાર્ય કરી રહી છે, અને કંખળમા ગુરૂકુળ ચુપકીથી જે પ્રજા–ઘડવાનુ કામ કરી રહ્યુ છે, તેનુ માપ તો એ સંસ્થાઓ નજરે જોવામાં આવે, ત્યારેજ થઇ શકે જ્યારે સ્થળે સ્થળે લાલા મુન્શીરામ જેવા દેશસેવકો ગુરૂકુળમાંથી જન્મશે, ત્યારેજ સ્વામીશ્રી દયાનંદજીનુ દિવ્યસ્વપ્ન સિદ્ધ થશે અને આજ એમના ઉપકારના ગીત ગવાય છે, તેના કરતા આપણી હવે પછીની પ્રજા તેમને અવતારી મહાત્મા ગણીને પોતાના હૃદયમંદિરમાં તેમને સ્થાપશે અને તેમનુ પુજન કરશે.

જે પાશ્ચાત્ય શિક્ષણ આપણા દેશમા ચોમેર ફેલાઇ રહ્યુ છે, તે અટકાવ્યું અટકે એમ નથી, એટલુજ નહિ, પણ તે અટકાવવુ ઇષ્ટ પણ નથી, તેણે આપણને દેખતા કર્યાં છે, બીજી આગળ વધેલી પ્રજાઓની સાથે હરીફાઇ કરવાનો તેણે આપણામા ઉત્સાહ પ્રેર્યો છે, અને વિદ્યા, હુન્નર, કળા, કૌશલ્યમા બીજી પ્રજાઓની હારમા આવવાને આપણને પ્રયત્ન કરતા શિખવ્યુ છે, તેથી તે માટે તો આપણે તેનો તથા નામદાર શહેનશાહનો અને તેની સરકારનો કૃતજ્ઞતા ભરેલા હૃદયથી આભાર માનવો ઘટે છે એ શિક્ષણનો આપણને યથેચ્છ અને પુરેપૂરો લાભ મળે ( અને તે લેવાની ખરેખરી જરૂર છે ) માટે તેની સાથે આપણા પ્રજાકીય બધારણની ઓષધિ પણ મિશ્ર કરવી જોઇએ, પછી તે ગુરૂકુળની સંજ્ઞાથી, હોસ્પીટલની, બોર્ડિંગની, કે વિદ્યાર્થી–ભવનની સંજ્ઞાથી ઓળખાય તેની ચિંતા નહિ, આપણી શાણી સરકારે પણ દેશકાળનો અનુભવ મેળવીને તેમ કરવા માંડયુ છે; અને ક્ષિતિજમા જેટલી દષ્ટિ પહોંચાડાય, તેટલી પહોંચાડતાં જણાય છે કે, ભાષા, પ્રજા અને ધર્મ ભિન્ન ભિન્ન છતાં, ગુરૂકુળ કે ... કે હોસ્ટેલ કહો, તેમને પ્રતાપે નીતિ–ધર્મની કેળવણીથી હિંદવાસીઓ એક થશે, તેઓમા ભ્રા... થશે, તેમનામાં અન્યોન્ય આશ્રયના અંકુર ફુટશે અને કોઇ એક નવીન રૂપની પ્રજા ... અને અંતે સત્યનો જય છે, તે નિયમે સનાતન ધર્મનુજ સર્વત્ર પાલન થશે

એ રીતે અને એ રૂપે મહત્ત્વાકાંક્ષી સ્વામીજીનો જય થવો સર્જિત છે. તેમ તે થયા વિના રહેનાર નથી. સમયને પરિપાક સઘળું સિદ્ધ થાય છે. તેમ આ રાષ્ટ્રિય કાર્યસિદ્ધ થવામાં કેટલો કાળ લાગશે તે અલ્પ દ્રષ્ટિવાળા મનુષ્યથી તેની હદ બાંધી શકાય નહિ. **સ્વામીનો ઉદ્દેશ પાર પડશેજ, એમાં મને સંદેહ નથી; અને ગુરૂકુળદ્વારા તે ફળીભૂત થશે, એમ હોવાથી સુવ્યવસ્થિત ગુરૂકુળો દેશમાં સ્થપાય અને તેના ઉપર સહૃદય તથા ‘ કામ-ક્રોધ-લોભ ’ રહિત નીતિ બળવાળા નેતાઓ આવી મળે, એટલે અર્ધું કામ થયું સમજવાનું છે.**

છેવટે, ‘ કનક–કાન્તા ’ માટેની સ્વામીશ્રીની અનન્ય વિરાગવૃત્તિ આપણને આશ્ચર્યચકિત કરે છે અને ભેરી નાદ કરી બોધ આપે છે કે પડેલી પ્રજાને ઉઠાડવાને માટે માયાના પદાર્થોનો પોતે જેવો ત્યાગ કર્યો, તેવીજ રીતે પ્રત્યેક આત્મોન્નતિ અને દેશોન્નતિ ઇચ્છનારે સંસારની લાલચોને છોડી દેવી જોઇએ. ચારે ખંડની સમસ્ત ખ્રિસ્તિ પ્રજા જેને ‘પ્રભુ’ ‘પ્રભુનો પુત્ર ’ અને ‘ ત્રાતા ’ કહીને સેવે છે, તેવા વિરાગવાન, નૈષ્ટિક, બ્રહ્મચારી ઇસુ ખ્રિસ્તની પંક્તિમાં; જે પોણી પૃથ્વી ઉપર ‘ ગૌતમ બુદ્ધ ’ અને ‘ શાક્ય મુનિ ’ ને નામે અમર પદ ભોગવે છે, તેની હારમાં અને જે શંકર ભગવાને પોતાના પ્રાસાદિક તત્વજ્ઞાનથી અને આત્મનિલોપનથી ભારત વર્ષની પ્રજાને ‘ તત્વજ્ઞાની પ્રજા ’ ની માનનીય સંજ્ઞાવડે મેક્સમ્યુલરે વાસ્તવિક રીતે અંકિત કરી છે, **તેની સાથમાં આપણા સ્વામી શ્રી દયાનંદજીને વેદનો પુનરૂદ્ધાર કરવા માટે વાજબી રીતે મૂકી શકાય, એમ મારૂં મન મને કહે છે;** કેમકે જે બે પદાર્થોએ લગભગ આખા વિશ્વને વશ કર્યું છે, તે બંને વસ્તુઓ પ્રાપ્ત છતાં સ્વામીશ્રીએ તેનો અચળ બુદ્ધિથી ત્યાગ કર્યો, એ વિરલ વાર્તા છે. અને તે માત્ર આપણે વાસ્તેજ ત્યાગ કર્યો, એમ જો સમજવામાં આવે, તો તેવા પુરૂષનો આપણા ઉપર કેટલો ઉપકાર ? ! તેમના ઉપદેશને આચારમાં મૂકવાથીજ તેનો બદલો વળી શકે.

સુરતમાં સ્વામીશ્રીએ પધારી જે વ્યાખ્યાનો આપ્યાં, તેમાં મૂર્તિપૂજા વેદવિહિત નથી, બાળલગ્નના શ્લોક મનુમાં પછવાડેથી ઘુસાડવામાં આવ્યા છે, વેદમાં નિયોગનું વિધાન છે, એવી વાતો સાંભળીને મને જીજ્ઞાસા થતાં, મેં મ્યુર્સ સંસ્કૃત ટેક્સ્ટનાં બધાં વોલ્યુમ વાંચ્યાં, અને તે ઉપર અભિપ્રાય જાણવાને અમારા તે સમયના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ડૉ. બ્યુલર પાસે હું ગયો; તેઓ એક સારા સંસ્કૃત પંડિત હોવાથી તેમને ડૉક્ટર ઓફ ફાઇલોલોજીનો ઉપાધિ મળ્યો હતો. તેમણે મને બહુ ચોકખા શબ્દોમાં સમજ પાડીને કહ્યું કે, વેદમાં મૂર્તિપૂજા જેવું તો કંઇ જણાતું નથી; હાલ જે ધાતુ તથા પાષાણાદિની મૂર્તિઓ ઠામ ઠામ જોવામાં આવે છે તેવું તેમાં કશું જણાતું નથી. અગ્નિ, વરૂણ, ઇંદ્રાદિ દેવોનાં આવાહનના અને યજ્ઞાદિ સમયે સ્થાપન કરવાના મંત્રો છે; પણ તેમાંથી મૂર્તિનો તો ગંધ પણ જણાતો નથી ! જ્યારે નિષ્પક્ષપાત **હકીકત આમ છે ત્યારે આપણે વસ્તુ--સ્વરૂપ જોયા જાણ્યા વિના સ્વામીશ્રી તો વેદમંત્રોના મનગમતા અર્થ કરે છે, એ કહેવું ખરૂં ન કહેવાય;** અને મૂર્તિપૂજાનું ધામ, કહેવાતી મુક્તિપુરી અને ખરી રીતે જોઇએ તો બ્રહ્મરાક્ષસ–ગ્રામ અને બંધન–સ્થાન કાશિમાં સ્વામીશ્રીએ મૂર્તિ–ખંડનનો ઝુંડો ખડો કર્યો, ત્યારે તેમના ઉપર બ્રહ્મ રાક્ષસો એવા

તો ગીધની પેઠે તુટી પડયા કે એવા સકટમા તેમની અચળ હિમ્મત જોઇને મહાત્મા માર્ટિન લ્યુથરે ધર્માચાર્ય પોપની અને પતિત થઇ ગએના ધર્માંધ લોકોના વહેમ ભરેના આચર વિચારની સામા થવામા જે સાહસ વાપર્યું અને મિત્રોના વાર્યા છતા ન રોકાતા વર્મ્સ શહેરમા જઇ રાજસભામા હાજર થઇ જે જીવ સાટાસાટના પટા ખેલા અને નિર્ભય રહી પોતાનો બચાવ બાઇબલનાજ વચનો વડે કર્યો છે. વાત યાદ આવે છે, અને **મહાત્મા શ્રી આર્યાવર્તના માર્ટીન લ્યુથર હતા, એમ આપણને તરતજ આભાસ થાય છે** પશ્ચિમની કેળવણીથી અને વેદના ભાષાન્તરોના પ્રસારથી સ્વામીશ્રીના વચનો જય પામતા જાય છે, એ સૌ કોઇ જોઇ શકે એમ છે. ઉપરોક્ત કારણોથી બાળલગ્ન હવે સપાગમવ કમી થતાં જાય છે, અને નિયોગ તો આજ પણ સોની, રજપુતાદિની કેટલીક જ્ઞાતિમા ચાલુ છે, તેને દેરવટુ વગેરે નામોથી ઓળખવામા આવે છે. જે પુ ક ઉતાવળો અને આકળો ન થતા, ધીરજથી વિચાર કરે અને નિયોગના કારણો શોધે, તો તેના કારણો મળી શકે અને તેનો આશય પણ સમજાય તો પછી સ્વામી ઉપર આક્ષેપ શા માટે કરવો ? પણ સ્વામીને લોકો ગળો દે અથવા ગમે તેવા તેમને માથે આળ ચઢાવે તેમા આશ્ચર્ય પમવા સરખુ કઇ નથી પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસ ખોળી વળો, તેમા કયા સુધારકને દુ ખ નથી વેઠવુ પડયુ ? આત્મા અમર છે, એ પ્રમાણે માનનાર ગ્રીક તત્વજ્ઞ સૌક્રેટીઝને ત્યાની સરકારે ઝેર આપીને મારી નાખ્યો ! ઇસુખ્રિસ્ત જેની નીતિ ઉચ્ચતમ આદર્શરૂપે હતી, તેને તેના જાતિ યાહુદી ભાઇઓએ શૂળીએ ચઢાવી તેના પ્રાણ લીધા ! હઝરત મહમદ પેગમ્બરને આરબોની રજાડથી મકકેથી મદીને નાસી જવુ પડયુ ! એ પ્રમાણે થતુ આવ્યુ છે, અને તેનુ કારણ એ છે કે, વહેમમા અને રૂઢિમા રચીપચી રહેલા અવિચારી અને અજ્ઞાન જનસમુદાયમા જ્યારે કોઇ સુધારક તેમને બધનમુક્ત કરવા પેદા થાય છે, ત્યારે તેના તેજથી તેમની આખો ભરાઇ જાય છે અને તેમને તમ્મર અથવા મુર્ચ્છા આવી જાય છે, અને પોતાના ત્રાતાનો તેઓ ઘાત કરે છે સ્વામીના સમયમા ' શાસ્ત્રોના પોપટો ' સત્યાસત્યનો નિર્ણય કરવા સમર્થ નહોતા તેમજ સ્વાર્થને લઇને કદાચ સમર્થ હશે, તો પણ તેમને સત્ય તોલવાની વૃત્તિ નહોતી, અને અસસ્કૃતસ વર્ગ તો આંધળોશી હાર ચલી દોહ્યતાર ' જેવો હતો, તેથી દયાનદ રૂપી કોહિનુરની કીંમત કરનાર કોઇ ઝવેરી નહોતો, પણ આર્યાવર્ત છેક રડાયુ નહતુ તે દુષ્કાળના સમયમા પણ ઉદયપુર જેવા સુર્યવશી નરેશે અને પજાબ ( સપ્તસિંધુ ) ના સુજ્ઞ વિચારકોએ સૂર્યને જેતાની વારમા ઓળખી આદર કરવામા ઢીલ કરી નથી

અને હવે તો સ્વામીની જન્મભૂમિ ગુજરાત પણ તેના સાક્ષરોદ્વારા સ્વામીશ્રીને અભિનદે છે —

રા બ લાલશકર ઉમયાશકર ત્રવાડી સ્વામીને ' અર્વાચીન સુધારણા પ્રમાણે વેદ ધર્મના ઉપદેશક કહે છે

રા બ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સ્વામીને ' આર્ય સમાજના સ્થાપક અને સુધારક ' તરીકે જણાવે છે

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ એલ એલ બી સ્વામીને ' અર્વાચીન સુધારણા પ્રમાણે વેદ ધર્મના ઉપદેશક ' કહે છે

પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામી નારાયણ સ્વામીને ' પ્રાચીન વૈદિક ધર્મનો પુનરૂદ્ધાર કરનાર ' સ્વીકારે છે.

રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ, સ્વામીને ' સડી ગએલા હિન્દુ સમાજની ધાર્મિક તથા સામાજીક રૂઢિઓ ઉપર પ્રચંડ પ્રહાર કરી, હેમને વેદકાળની પ્રાચીન મહત્તાએ પહોંચાડવા મથનાર ધર્મવીર અને દેશભક્ત 'નું વાજબી માન આપી તેમને ભરત ખંડના વીસ મહાન્ નરોમાં ગણે છે.

રા. બ. રમણભાઇ મહીપતરામ એલ. એલ. બી. સ્વામીને ' આર્ય સમાજનો પાયો નાખનાર અને અર્વાચીન આર્ય ભાવનાને ઉદીપ્ત કરનાર ' લખે છે, અને તેમનાં ધર્મપત્ની સૌ. વિદ્યા રમણભાઇ બી. એ. સ્વામીને ' અર્વાચીન સુધારણા પ્રમાણે વેદ ધર્મના ઉપદેશક ' કહે છે.

સૌ. શારદા મહેતા બી. એ. સ્વામીને ' સંસાર સુધારક ' ગણે છે.

રા. રા. વિનાયક નંદશંકર, મહેતા, આઇ. સી. એસ. સ્વામીને ' રાષ્ટ્રિય ધર્મ માટે ઐકયતા સાધનાર ' જણાવે છે.

રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી સ્વામીને ' કાલોચિત વેદનું રહસ્ય સમજાવનાર દેશોદ્ધારક ' માને છે.

રા. રા. મોહનલાલ પાર્વતીશંકર, એમ. એ. એલ. એલ. બી. સ્વામીને ઉપર પ્રમાણે ભરતખંડના વીસ મહાન્ પુરૂષોમાં ગણે છે.

રા. રા. શિવાભાઇ મોતીભાઇ પટેલ સ્વામીને ' ધર્મરક્ષક અને પ્રવર્તક ' કહેછે.

એક જૈન યુવક પેલ્યુકાર, કલકતેથી સ્વામીને ' હિંદુસમાજનો મહાન સુધારક અને અંધશ્રદ્ધામાંથી બહાર ખેંચનાર ' એવા ઉદ્દગાર પ્રકટ કરે છે.

એ પ્રમાણે બે કુલીન નાગર સ્ત્રી ગ્રેજ્યુએટોએ, અગીઆર વૃદ્ધ તેમજ યુવાન પુરૂષોએ ભરતખંડના વીસ મહાન્ પુરૂષોમાં સ્વામીની ગણના કરી છે અને ' વસન્ત ' માં પ્રતિમાસે હજુ ટીપ ચાલી આવશે, તેમાં ભાગ્યેજ કોઇ પણ જ્ઞાત સ્ત્રી કે પુરૂષ અખિલ ભારત વર્ષનાં ' મહાન પુરૂષ ' માં સ્વામીની ગણના નહિ કરે.

મહર્ષિ સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીના બ્રહ્મીભૂત થયા પછી એજ જ્ઞાતિમાંથી અને એજ પ્રાંતમાંથી પૂજ્યપાદ મહારાજ શ્રી નથુરામ શર્મા પ્રકટ થયા છે. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી છે. તેમણે પ્રસ્થાનત્રયીનું અને બીજા ગ્રંથોનું સટીક ગુર્જર ભાષામાં ભાષાન્તર કર્યું છે; મહાન યોગી છે અને પરમજ્ઞાની છે. ગુજરાત કાઠીયાવાડના ઘણા બ્રાહ્મણોને તથા બીજા વૈશ્યને સંધ્યાદિ કર્મો કરતા કર્યા છે. પોતે વેદધર્મના અને વૈદિક કર્મોના દઢ રક્ષક છે અને જ્ઞાનની પરમ દશા જે આનંદ તે એમની મુખમુદ્રા ઉપર સદા છવાઇ રહેલો દેખાય છે. **कर्मण्येवाधिका रस्ते माफलेषुकदाचन** । એ એમનો મુદ્રા લેખ છે; અને એક વિદ્યાર્થી ભવન પોતે સારા પાયા ઉપર ચલાવે છે.

સુરત
તા. ૧૨-૧૦-૧૨ } **લે. ગણપતરામ અનુપરામ ત્રવાડી.**

# વેદ વિષે સ્વામી દયાનંદનાં સિદ્ધાંત.

લેખક—પ્રાણજીવન વિ૦ ગુસ. બી. એ, એલ એલ. બી., વકીલ, હાઇકોર્ટ. )

## પ્રાસ્તાવિક.

ઋષિ દયાનંદની સંવત્સરી દીપોત્સવ પ્રસંગે આવતી હોવાથી અને "આર્યપ્રકાશ" તરફથી આ વર્ષે " મહર્ષિ અંક " બહાર પાડવાનો હોવાથી, તેમાં કંઇ પણ લખવા વિષે મને પત્ર મળ્યો ત્યારથીજ હું શું લખવું તેના વિચારમાં પડી ગયો હતો. મહાપુરૂષોની સંવત્સરી જેવાં પ્રસંગે મહાપુરૂષોનાં ચરિત્રોમાંથી મળતા બોધ ઉપર લખવાની અથવા બોલવાની પ્રથા આર્યસમાજમાં આજ વર્ષો થયાં ચાલુ છે. " મહર્ષિ અંક " માં પણ જો એ વિષય ઉપર જુદા જુદા લેખકોને લખવાનુ કહેવામાં આવે તો આખા અંકમાં અનેક પ્રકારનું પિષ્ટપેષણ થઇ જવાના ભયથીજ કદાચ " આર્યપ્રકાશ " ના તંત્રીજીએ જુદા જુદા લખનારા માટે જુદા જુદા વિષયો નિયત કરી આપ્યા હોય તો તે વાસ્તવિકજ છે. પરંતુ તેને પરિણામે મને જે વિષય ઉપર લખવાનું ફરમાવવામાં આવ્યું છે તે વિષય " સ્વામી દયાનંદ અને તેમનાં સિદ્ધાંત " એ પ્રમાણે છે. ઋષિ દયાનંદના સર્વદેશી, સર્વતંત્ર અને વિશાલ સિદ્ધાંતોનુ પરિશીલન અથવા ટુંક સ્પષ્ટીકરણ પણ મારે હાથે થતું એટલે **प्रांशुलभ्ये फले लोभादुद्वाहुरिव वामनः** પેઠે મારી ઉપહાસકારક સ્થિતિ થઇ જવાનો મને ભય લાગવાથી અને માથે આવી પડેલી ફરજ અદા કરવાની ઇચ્છાથી ઋષિ દયાનંદના વેદવિષે જે સિદ્ધાંતો છે તેનુજ ટુંક કથન આ લેખમાં મેં કર્યું છે. પણ તેની સાથે એ પણ દેખાડવાનો પ્રયત્ન કર્યો છે કે આધુનિક કાળમાં વેદના ખરા ઉદ્ધારક ઋષિ દયાનંદ સરસ્વતીજ છે. મારા આ પ્રયત્નમાં હું કેટલે અંશે યશસ્વી થયો છું તે જોવાનું કામ હું વાંચકોને સોંપું છું.

ઋષિ દયાનંદનાં વેદ વિષેનાં સિદ્ધાંત અથવા વિચાર કેવા છે? તે સિદ્ધાંતો અથવા વિચારોને લીધે આધુનિક વિચારોમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે? ઋષિએ વેદનું ગૌરવ કેટલું બધું કર્યું છે? અને આર્યસમાજીઓ ઋષિ દયાનંદને વેદોદ્ધારક પદવી આપે છે તે યથાર્થ છે કે નહિ? ઇત્યાદિ બાબતોનું દિગ્દર્શન કરાવવું એ આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે. એટલા માટે, ઋષિ દયાનંદની પૂર્વે ભારતવાસી આર્યોમાં, અને ઋષિ દયાનંદના જીવનકાળ પછી તથા આર્યસમાજોની સ્થાપના ને ઉન્નતિ થયા પછી પણ હિંદુપદધારી આર્યોમાં; વેદ સંબંધી કેવા ભ્રષ્ટ વિચારો ઘર કરી બેઠા છે તેનું દિગ્દર્શન પ્રથમ કર્યું છે. તે પછી, તે વિચારોમાં કેટલે સુધી ભૂલો છે તે ઋષિ દયાનંદે વેદ વિષેનાં પોતાનાં જે સિદ્ધાંતો પ્રસિદ્ધ કર્યાં છે તે ઉપરથી દેખાડી આપ્યું છે; અને બન્ને પક્ષના વિચારોની તુલના ઉપરથી ઋષિ દયાનંદજ વેદોદ્ધારક છે એ પણ સાથે સાથે દર્શાવવામાં આવ્યું છે,

## હિંદુપદધારી આર્યોનાં વેદ વિષેનાં સિદ્ધાંતો.

જે દેશમાં બુદ્ધિ, પુરુષાર્થ અને આસ્તિકતાનો નાશ થઇ જાય છે અથવા તો તે ક્ષીણ થઇ જાય છે તે દેશમાં અનેક પ્રકારની અંધપરંપરા વધતી જાય છે અને અંધેર લીલા એવી તો ફેલાઇ રહે છે કે તેનો પ્રવાહ રોકવા માટે કોઇ પણ સહેલો ઉપાય દ્દષ્ટિગોચર થતો નથી. જે સમયથી ભારતવાસી આર્યો હિંદુપદના અભિમાની બની, બુધ્ધિ તથા પુરુષાર્થને તિલાંજલિ આપી, અવૈદિક મતોને ધારણ કરી ચાલવા લાગ્યા છે, ત્યારથી ભારતવાસી આર્યોમાં કેટલીક એવી તો અજબ મૂર્ખતાએ વાસ કર્યો છે કે ઋષિ દયાનંદ અને આર્યસમાજ તરફથી ચાલુ ઉપદેશ મળવા છતાં પણ તે મૂર્ખતા તેમનામાંથી નીકળી જતી નથી. કદાચ ઋષિ દયાનંદ અને આર્યસમાજના પથ્ય વચનો તેમને અપ્રિય, કટુ અથવા અગ્રાહ્ય લાગતા હોય તોપણ ઇશ્વર-પ્રણીત સ્વયંવેદ, તેમજ ઉપનિષદ, પડ્દર્શન આદિ ઋષિમુનિકૃત અનેક ગ્રંથો કે જે આર્યસમાજ અને હિંદુસમાજ બેઉને ગ્રાહ્ય છે તે પણ તેમને પથ્ય ઔષધ આપવાને માટે હજી સુધી હૈયાત છે. પણ આપણા હિંદુભાઇઓને ઇશ્વરદત્ત બુધ્ધિનો ઉપયોગ કરવા સારુ પુરુષાર્થજ ન કરવો હોય તો પછી કહેવું કોને ? તોપણ પક્ષપાત, દુરાગ્રહ અને દ્વેશનો ત્યાગ કરી સમદૃષ્ટિથી જોનાર દરેક હિંદુભાઇ જોઇ શકશે કે તેઓમાં વેદ વિષે અનેક પ્રકારનાં ખરાંખોટા સિદ્ધાંત અથવા ભ્રષ્ટ વિચારો પ્રચલિત છે તે વિચારોમાં બુધ્ધિનો વ્યય કરેલો જણાતો નથી એટલુંજ નહિ, પણ અંધપરંપરાને ચાહનારા આપણા ભાઇઓ તે વિચારોને દૃઢ કરવા અને તેને વળગી રહેવા માટેજ મથે છે. મહર્ષિ મનુ વેદને માટે **वेदोऽखिलो धर्ममूलम्** કહે છે તોપણ આપણા હિંદુભાઇઓ મૂળનોજ ત્યાગ અથવા નાશ કરીને પુરાણની અસત્ય, અસંભવિત, અવૈદિક અને અશાસ્ત્રીય ( Unscientific ) ગાથાઓ અને કથાઓમાં ધર્મનું મૂળ અને રહસ્ય શોધે છે ! જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં વેદ શું છે અને વેદનું કેટલું બધું ગૌરવ છે તે જાણવાને માટે અવકાશજ ક્યાંથી રહે !

ઋષિ દયાનંદ અને આર્યસમાજના પ્રાદુર્ભાવ પછી વેદનું નામ પણ કાને પડવા લાગ્યું છે, પણ તે પૂર્વે એક એવો પણ સમય હતો કે જ્યારે વેદ શું છે તેજ કોઇ જાણતું નહોતું ! એવો પણ વખત હતો કે જ્યારે વેદનું નામ સાંભળીને લોકોને અજાયબી લાગતી હતી. અને એવો પણ કાળ હતો કે જ્યારે અર્થ વગરના મનાએલા વેદનું અર્થ રહિત પઠન કરનારા નામ-શેષ બ્રાહ્મણો વેદિયા ઢોર કહેવાતા હતા. વેદ વિષેની આવી ભયંકર અજ્ઞાનતાથી ન શરમાતા તે અજ્ઞાનતા જાળવી રાખવા માટે અવૈદિક પુરાણાદિના આધારે એવું પણ કહેવામાં આવતું અને આવે પણ છે કે બ્રાહ્મણ વેદનો મંત્ર જો શુદ્રને સંભળાવે તો બ્રાહ્મણને પાપ લાગે છે **શાસ્તર**ને આધારે સ્ત્રી અને શુદ્રને વેદ ભણવાનો અધિકાર નથી તેથી વેદ તેઓ ભણતા નહોતા તો નહોતા પણ કહેવાતા ક્ષત્રીય, વૈશ્ય અને બ્રાહ્મણો પણ વેદ ભણતા નહોતા અને ભણતા પણ નથી ! ધર્મ સંબંધી જો કોઇ શંકા કરે તો તે નાસ્તિક કહેવાય તેથી ભાગ્યેજ કોઇ શંકા કરતું, અને વ્રત, ઉપવાસ, વિવાહ, મરણ, શ્રાદ્ધ, તર્પણ આદિક કેટલીક અવૈદિક ક્રિયાઓમાં વાંધો પડે તો તેનો નિર્ણય કરવા માટે **શાસ્તર** અને બ્રાહ્મણ અથવા ભિખમણનું વચન ખરું મનાતું અને મનાય પણ છે, પણ મનુના વચન પ્રમાણે ધર્મનું મૂળ જે વેદ તેમાં શું

કહ્યુ છે તે પૂછવાની કે જોવાનો લોકોમા સ્મૃતિ પણ રહી નહોતી. એટલુંજ નહિ પણ શૂદ્રને કાને વેદમંત્રનો ઉચ્ચાર પડે તો શૂદ્રના કાનમા સીસું ગરમ કરીને રેડવાની ભયંકર સજા ફરમાવેલી છે।

કોઇ હિંદુ કહે છે કે વેદનો અર્થજ નથી અને કોઇ કહે છે કે વેદનો અર્થજ થતો નથી. કદાચ વેદ અર્થ વગરના હોવાથીજ તેના અર્થહીન અવાજનો પાઠ કરનારા બ્રાહ્મણો વેદિયા ઢોર કહેવાયા હશે ! કોઇ કહે છે કે આજકાલ વેદ કોણ જાણી શકે છે ? કોઇ કહે છે કે વેદની લાખો શાખા હતી તે બધી ક્યાં ગઇ ? બધી શાખાઓ મળે તો તેઓ પોતાના મતની પુષ્ટિ માટેના મંત્રો તેમાંથી કાઢી આપે, પણ વેદ છેજ ક્યાં ? તેનો તો લોપ થઇ ગયો છે ? કોઇ તાંત્રિક અથવા દેવીભક્ત શોર બકોર કરી મુકે છે કે કલિયુગમાં વૈદિક અનુષ્ઠાન થતુંજ ન જોઇએ ! પણ હજારો પાડા અને બકરાને મારવા માટે જો કોઇને કલંકિત કરતા હોય તો તે વેદના મંત્રોનેજ ! કોઇ વેદમાથી મદ્યપાન, માંસભક્ષણ, બલિદાન આદિ અનેક વસ્તુઓનું વિધાન શોધી કાઢે છે, પણ વેદનો ઉધ્ધાર કરનાર ઋષિ દયાનંદ અથવા આર્યસમાજ વેદમા સર્વ વિદ્યાનું મૂળ છે એવુ સિદ્ધ કરી દેખાડે છે ત્યારે વેદની હાનિ ઇચ્છનાર આ હિંદુપદધારી આર્યો ઝટ કહી દે છે કે દયાનંદીઓ વેદનો અનર્થ અથવા ખોટો અર્થ કરે છે !

વેદના અજ્ઞાનને લીધે હિંદુપદધારી આર્યોએ વેદને કલંકિત કરવામા જરા પણ બાકી રાખી નથી નામધારી બ્રાહ્મણોએ પોતાના યજમાનની પત્નીને માટે ઘોડો શોધવાનું કામ પણ વેદનેજ બહાને કરાવ્યુ છે મૃતપિતરને માંસ ખવડાવવા માટે પણ વેદનોજ વાવટો ઉડાવ્યો છે. નિરપરાધી બળદને બાળવા માટે શ્રાદ્ધ રચનામા વેદનાજ મંત્રોની ધૂન જગાવી છે અને આશ્ચર્ય શુ છે કે ચોરી, જારી, લુચ્ચાઇ, મિથ્યા ભાષણ, આદિ કર્મ માટે તથા માટી, પથ્થર કંકર, ભેંસ, પાડો, બળદ, ગધેડો, ઉંદર, સાપ, વાઘ, પીપળો, કુવો, તળાવ, નદી, કાગડો, કૂકડો, કુક્કર આદિની પૂજા કરવા માટે પણ વેદની ઋચા બોલી દેવામા આવે ! કંઇ નહિ તો એટલુ તો ખરૂંજ છે કે જે **શાસ્તરમાં** આવા કર્મનો વિધિ છે તે પોતાને વેદમૂલકજ કહેવડાવે છે !

વેદની ઉત્પત્તિ વિષે પણ અનેક તરેહની અજ્ઞાનમૂલક, હાસ્યજનક, અને વિચિત્ર કથાઓ શાસ્તરને આધારે કહેવામા આવે છે વેદને શરીરધારી અથવા સ્થુલ પદાર્થરૂપે માનેલા છે. વેદને એટલે દાખલા જેમ વેદગ્રંથોના આકારમા છે તે ગ્રંથોને નહિ પણ વેદના જ્ઞાનને શરીરધારી અથવા સ્થુલરૂપ માનેલા છે ! કોઇ કહે છે કે ચારે વેદ બ્રહ્માના ચાર મુખમાથી પ્રગટ થયા છે. કોઇ કહે છે કે વ્યાસે વેદના ચાર ભાગ કર્યા છે કોઇ તિત્તિર પક્ષી થકી, કોઇ ઉ લટીમાથી, કોઇ યજ્ઞમાથી, તો કોઇ અગ્નિમાથી વેદની ઉત્પત્તિ બતાવે છે ! દત્તાત્રેયના ચાર કુતરાને કોઇ ચાર વેદ કહે છે ! વેદને " અપૌરૂષેય " એમ શબ્દમાત્રથી કહેવામા આવે છે, પણ અપૌરૂષેય એટલે ક્રિયા ઝાડનુ ફળ છે તેની કલ્પના પણ આપણા હિંદુભાઇઓ નથી ! તેમા વળી યુરોપીય વિદ્વાનોના ગગમા આલાપ કરનારા પદવીધર હિંદુભાઇઓ પણ કહે છે કે આરંભ કાળના અજ્ઞાનમનુષ્યોએ મેઘ, વિદ્યુત્ આદિ રાજ્યચમત્કારોથી ભયભીત થઇ, તે ચમત્કારને

દેવતાઓ માની, તેની જે સ્તુતિ કરી છે તે વેદને નામે ઓળખાય છે. વેદની આ પ્રમાણેની સ્તુતિ કરનારાઓને ઋષિ કહેવામાં આવ્યા છે અને તે ઋષિઓનાં નામ વેદની રૂચાઓ સાથે જોડેલાં છે. વેદની અપૌરૂષેયતા પણ આ સિધ્ધાંતથી રહી નથી !

પ્રિય વાંચક ! દુનિઆમાંના કોઇ પણ ધર્મપુસ્તકની કંઇ પણ હાનિ જો તેના માનનારાઓ એ કરી હોય તો વેદની જેટલી હાનિ વેદને માનનારા હિંદુપદધારી આર્યોએ કરી છે તેટલી હાનિ કોઇ પણ જાતીએ કરી નહિ હોય. પોતાના ધર્મગ્રંથ માટે આવા **ભ્રષ્ટ** વિચાર ધરાવતા છતાં તેવા વિચારમાં **આનંદ** માનનારી કોઇ પણ જાતિ આ ભૂગોલ ઉપર હોય તો તે હિંદુપદધારી આર્યજાતિજ છે. વેદના ઓઠા તળે યજ્ઞમાં મનુષ્ય-પશુ આદિની **હિંસા** કરાવનારા અને વેદાર્થ નહિ જાણનારા પ્રાચીન કાળના દુષ્ટ બ્રાહ્મણોના અવૈદિક કર્મો જોઇ, વેદ તેવાંજ કર્મોના ઉપદેષ્ટા હશે એમ માની લઇ **वेदस्य कर्त्तारश्चंडमुंडनिशाचराः** એવું ચાર્વાક, બુદ્ધ આદિ વેદાર્થ નહિ જાણનારા નાસ્તિકો કહે કહે તો તેમાં શું આશ્ચર્ય છે ? નાસ્તિક મતનું ખંડન કરનારા અને વેદના ઉદ્ધારનો દાવો કરનારા ખુદ શંકર સ્વામીજ વેદ સાંભળનાર શુદ્રના કાનમાં સીસાનો રસ રેડવાનું ફરમાવે તોપછી પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, ભાગવત આદિમાંજ નિજ ધર્મ દર્શાવનારા અને યજ્ઞોપવિતને બદલે તુલસીકાષ્ટની કંઠી પહેરાવી દ્વિજને શુદ્ર બનાવવાના અવૈદિક કર્મથી બ્રહ્મનો સંબંધ કરાવનારા વૈષ્ણવમાર્ગી આચાર્યો કે તેના ભક્તોને હસ્તે વેદના પ્રચારની કે ગૌરવની આશાજ શી કરવી ? આવી સ્થિતિમાં મુસલમાની રાજ્યના સમયે **अल्लोपनिषद्** જેવા ગ્રંથો વૈદિક ગ્રંથોમાં લેખાય, અને **अग्निमीडे**...ઉપરથી મીશનરીઓના સામ્રાજ્યમાં **इसुमीडे** સ્તોત્ર બની વેદનો છળ થાય તો તેમાં આશ્ચર્ય શું છે ? આવી રીતના વેદની દુર્દશાના કાળમાં ખ્રીસ્તીઓએ કરેલા વેદાર્થ અને વેદ સંબંધી વિદ્વાનોને સત્ય માનનારા, અને જે સમયે વૈદિક સૂર્ય પૂર્ણ જોરથી પ્રકાશતો હતો અને વૈદિક ભાષાભિજ્ઞ યાસ્કાચાર્ય જેવા રૂપિઓ વિદ્યમાન હતા તે સમયના ઋષિ મુનિના ગ્રંથોના આધારે ઋષિ દયાનંદે કરેલા અર્થની અવહેલના અથવા ઉપહાસ કરનારા આંગ્લભાષા વિભૂષિત આપણા આધુનિક પદવીધર વિદ્વાનો વેદના અર્થ સ્વતંત્ર રીતે કરવા મંડી પડશે તો વૈદિક જ્ઞાનની અભિવૃદ્ધિ અથવા પ્રચાર અને વેદનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકશે તે હું સમજી શકતો નથી ! અસ્તુ. તે વિષે ઉહાપોહ કરવાનું આ સ્થળ નથી. સારાંશ એજ કે પ્રાચીન કાળથી તે આધુનિક સમય સુધી વેદનો એક પ્રકારે નાશ અને વેદની દુર્દશા કરનારા આપણા હિંદુધર્માભિમાની આર્યોજ છે, એમ કહેવામાં કંઇ પણ ભૂલ નથી.

## ઋષિ દયાનંદનાં સિદ્ધાંતો.

વેદ સંબંધી ઉપર દર્શાવેલા ભયંકર સિદ્ધાંતો એમને એમ આગળ વૃદ્ધિંગત થતા ગયા હોત અને રૂષિ દયાનંદનો જન્મજ ન થયો હોત તો વેદનો અત્યંત નાશજ થઇ જાત. એવી સ્થિતિમાં વેદનો પ્રચાર કરવાનો ખ્યાલજ ન ઉદ્દત તો પછી તેનો ઉદ્ધાર વળી કેવો ? ખરૂં જોતાં ઋષિ દયાનંદ અને આર્યસમાજને અભાવે વેદના પ્રચાર અથવા ઉધ્ધારની વાતજ યાવચ્ચંદ્ર દિવા કરો અસંભવનીય થઇ પડત ? પરંતુ ભારતવર્ષના સુભાગ્યથી -અને ઇશ્વર ઇચ્છાથી

વેદનો નાશ થતાં પહેલાંજ વેદવિદ્યાનું પુનરૂજ્જીવન થવા માટે ઋષિ દયાનંદ જેવા મહાત્માની આવશ્યકતા હોવાથી વેદપ્રચારનાં બીજ ભારતવર્ષમાં રોપાઇ ગયાં છે. તે બીજને અંકુરો ફુટયાં છે અને તેનાં મુળ પણ ભારતવાસીઓની વિચાર–ભુમિમાં ઉંડાં ઉતરતાં ચાલ્યાં છે. વેદ સંબંધી સિદ્ધાંતો અને વેદ વિષેના પોતાના વિચારો રૂષિ દયાનંદે પોતાના ગ્રંથોમાં અનેક સ્થળે સ્પષ્ટ રીતે પ્રગટ કર્યાં છે. તે સિધ્ધાતો અને વિચારોનો પ્રચાર રૂષિ દયાનંદે સ્થાપેલી આર્યસમાજ યથાશક્તિ કરી રહી છે. તે પ્રચારનું વૃક્ષ અને ફળ જોવાનું કદાચ આપણા ભાગ્યમાં નહિ હોય પણ તે પ્રચારને રૂષિનાં સિદ્ધાંતો જનસમાજ આગળ મુકી, જલસિંચન કરવાનું કામ આર્ય–ભદ્ર પુરૂષોના હાથમાં છે, એથી સજ્જન જનસમુદની એટલી તો ખાત્રી થશે કે હજારો વર્ષ પછી વેદનો પ્રચાર, ઉધ્ધાર અને ગૌરવ જો કોઇ કરે છે , તો તે આર્યસમાજજ છે. એથી બુધ્ધિમાન પુરૂષો સમજશે કે આર્યસમાજ ભ્રષ્ટ વિચારમાં આનંદ માનતારી નથી પણ જનસમુહને અવળે માર્ગે દોરી જનારા ભ્રષ્ટાનંદો માટે દયા ખાઈ તેથી આનંદ માનનારા અર્થમાંજ આર્યસમાજ દયાનંદી છે, અને તેના આચાર્ય વાસ્તવિક રીતે દયાનંદજ છે. માટે ઋષિ દયાનંદના વેદ વિષેના વેદોદ્ધારક સિધ્ધાતોનું ટુંક વિવેચન કરી જનસમુહની ખાત્રી કરવી જોઇએ કે આર્યસમાજનું કહેવું કેટલે સુધી યથાર્થ છે.

ઋષિ દયાનંદે મુખ્યત્વે કરીને પોતાની ઋગ્વેદાદિ ભાષ્ય ભુમિકામાં અનેક યુક્તિ અને પ્રમાણોથી સિધ્ધ કરી દેખાડયું છે કે વેદ ઇશ્વરદત્ત જ્ઞાન છે, ઇશ્વર જેમ અનાદિ–અનંત છે તેમ તેનું જ્ઞાન વેદ પણ અનાદિ–અનંત છે, અર્થાત્ વેદની ઉત્પત્તિ કે નાશ થતો નથી. પણ જ્યારે જ્યારે સૃષ્ટિમાં જે ગોળા ઉપર મનુષ્ય પ્રાણીની ઉત્પતિ થાય છે ત્યારે ત્યારે ઇશ્વર પોતાના જ્ઞાનની પ્રેરણા આદિકાળમાં મોક્ષમાંથી પરાવૃત્ત થએલા અને વેદનું જ્ઞાન ગ્રહણ કરવા માટે સમર્થ એવા ઋષિ અથવા ઋષિઓના અંતઃકરણમાં કરે છે. ઇશ્વરી જ્ઞાન તેજ કહેવાય કે જે મનુષ્ય સૃષ્ટિની આરંભકાળની સ્થિતિમાંજ અપાયું જોઇએ. મનુષ્યસૃષ્ટિ થયાને હજારો વર્ષ થયા પછી વેદનું જ્ઞાન મળ્યું નથી પણ આદિકાળમાંજ મળ્યું છે. વેદની પ્રાચીનતા અત્રેના તેમજ યુરોપાદિ ખંડોના વિદ્વાનો પણ સ્વીકારે છે. વેદની પૂર્વેનો કોઇ પણ ગ્રંથ હાલ ઉપલબ્ધ નથી. તેજ દેખાડે છે કે વેદ મનુષ્યસૃષ્ટિની શરૂઆતમાંજ મળેલા છે. ઇશ્વર જો પોતાના જ્ઞાનનો ઉપદેશ મનુષ્ય પ્રાણીને ન કરે તો પછી પાપ પુણ્ય શાને કહેવું ? અને ઇશ્વર પાપી મનુષ્યોને દંડ પણ શામાટે કરે ? જે સરકાર કાયદા કર્યા વગર અને ગુનાહની વ્યાખ્યા કે સજા પ્રજાને સમજાવ્યા વગર પ્રજાને દંડ કરવા જાય તે સરકાર અન્યાયી કહેવાય છે. તેમ થવું, સર્વજ્ઞ ઇશ્વરને માટે અસંભવનીય છે.

મનુષ્ય પ્રાણી પોતે ભાષા બનાવી શકતો નથી. પદાર્થોના ગુણ આદિનું પરીક્ષણ કરી પદાર્થોને નામ આપવાનું કામ મનુષ્ય પ્રાણીનું નથી એવાં ઋષિઓનાં સિદ્ધાંત છે. મનુષ્ય પ્રાણી ભાષા વગર વિચાર કરવાને માટે પણ અસમર્થ છે. માટે તે દ્રષ્ટિથી જોતાં પણ વૈદિક જ્ઞાનની આવશ્યકતા જણાય છે. એટલા માટેજ ઇશ્વરને ગુરૂઓનો પણ ગુરૂ કહ્યો છે. હાલની પૃથ્વીમાં મનુષ્યસૃષ્ટિ જ્યારે થઇ ત્યારે બ્રહ્માદિ ઋષિઓના મનમાં ઇશ્વરે વેદની પ્રેરણા કરી. તે પછી

તે ઋષિઓએ બીજાઓને તે જ્ઞાનનો ઉપદેશ કર્યો. એક પછી એક એ પ્રમાણે પરંપરાથી જ્ઞાન મનુષ્ય પ્રાણીમાં આજ સુધી અનેક રૂપાંતર પામતું ઉતરી આવ્યું છે. આપણને ભાષા શિખવનારાં આપણાં માબાપ ગુરૂ આદિ છે. તેમને ભાષા શીખવનાર ગુરૂ તેમનાં માબાપ આદિ હતાં. એ પ્રમાણે જતાં જતાં બ્રહ્માદિ ઋષિઓ સર્વેના ગુરૂ અને તેમના પણ ગુરૂ ઇશ્વર છે.

ઇશ્વરદત્ત પુસ્તકની ભાષા કોઇ દેશવિદેશની ભાષા નહોવી જોઇએ. તેમ વેદની ભાષા પણ આરબી, યાહુદી, માગધી આદિ કોઇ દેશ વિદેશની ભાષા નથી. અનેક કાળ વીતી ગયાને લીધે વેદની ભાષા હમણાં સમજાય નહિ એવી લાગે છે, પણ વેદની ભાષાનો અર્થ કરતી વખતે જે શબ્દો પાછળથી રૂઢ થઇ ગયા હોય તે શબ્દોનો તેવો રૂઢ અર્થ લઇને અર્થ કરવો ન જોઇએ. વેદની ભાષાનો અર્થ યૌગિક રીતે અર્થાત તેના ધાતુ આદિ ઉપરથી કરવો જોઇએ.

ઇશ્વરદત્ત પુસ્તકમાં કોઇ પણ દેશવિદેશનો ઇતિહાસ હોવો ન જોઇએ અને કોઇ પણ દેશની અમુક જાતિનો તેમાં પક્ષ કરેલો પણ ન જોઇએ તેમ વેદમાં પણ કોઇ દેશનો ઇતિહાસ કે કોઇ જાતિનો પક્ષ કરેલો નથી. વેદમાં કરેલી આજ્ઞાઓ સર્વ મનુષ્ય પ્રાણીને લાગુ પડે એવી છે. વેદમાં કરેલા વિધિ+નિષેધ સર્વ કાળ અને સર્વત્ર લાગુ પડે તેવા છે.

ઇશ્વરજ્ઞાનમાં કંઇ પણ ભૂલભરેલુ ન હોવું જોઇએ. તેમ વેદમાં પણ કંઇ ભૂલભરેલું નથી. વેદ સર્વ વિદ્યાનું મૂળ છે. વેદ સ્વતઃ પ્રમાણ છે. ઇતર ગ્રંથો મનુષ્યકૃત હોવાથી તેમાં ભૂલ હોવાનો સંભવ રહે છે તેથી તે ગ્રંથો પરતઃ પ્રમાણ છે. મનુષ્યકૃત ગ્રંથોમાં જેટલું વેદાનુકુળ હોય તે ઇશ્વરદત્ત હોવાને લીધે ગ્રાહ્ય છે, પરંતુ તેમાં જે કોઇ વેદવિરૂદ્ધ સિદ્ધાંતો હોય તો તે ત્યાજ્ય છે, એટલા માટેજ,—મૂર્તિપૂજા, પશુપૂજા, વૃક્ષ—કીટક આદિની પૂજા જેવી પૂજા જે ગ્રંથોમાં છે તેવા પ્રકારની પૂજા વેદમાં નથી, માટે તે ગ્રંથો ત્યાજ્ય છે. પુરાણ આદિ ગ્રંથોમાં અનેક અવૈદિક વાતો અને સિદ્ધાંતો છે માટે પુરાણો અને તે અવૈદિક સિદ્ધાંતો સર્વ ત્યાજ્ય છે.

વેદનો અર્થ થઇ શકતો નથી, અથવા અર્થ છેજ નહિ એ કથન સર્વથા અસત્ય છે તે દેખાડવા માટે ૠષિએ વેદના અર્થ પણ કર્યા છે. ૠષિનું વેદભાષ્ય જોતાં તે ભાષ્ય પોતાના કોઇ સ્વતંત્ર અથવા માની લીધેલાં સિદ્ધાંતો પ્રમાણે કર્યું છે એવું લેશ પણ જણાતું નથી. વેદનો અર્થ કરતી વખતે હિંદુપદધારી આર્યો અથવા તેમણે માનેલા ભાષ્યકારોના અર્થથી જ્યાં જ્યાં ૠષિએ જુદો અર્થ કર્યો છે ત્યાં નિરૂક્ત, નિઘંટુ, બ્રાહ્મણ, ઉપનિષદ, દર્શનો આદિમાંથી એક વા અનેક ગ્રંથોનાં પ્રમાણો આપી પોતાના અર્થ સિદ્ધ કરી દેખાડયા છે. પોતાના ગાંઠનો અર્થ એક પણ સ્થળે કર્યો નથી. અને એ પ્રમાણે અર્થ કરી ઉપર જે હિંદુપદધારી આર્યોના વેદ વિષેના અનેક અજ્ઞાનમુલક અને વેદ વિધ્વંસક સિદ્ધાંતો આપ્યાં છે તે સર્વથા અસત્ય છે એમ ૠષિએ—સંપૂર્ણ રીતે સિદ્ધ કર્યું છે. મારા કહેવાની સત્યતા ખાતર આર્યસામાજીક તેમજ હિંદુ વાંચકો જેમણે રૂગ્વેદાદિ ભાષ્યભૂમિકા અને ૠષિ દયાનંદનું વેદભાષ્ય વાંચ્યું નહિ હોય તેમને તે ગ્રંથો પક્ષપાત છોડી વાંચી જવાની અત્યંત નમ્ર પ્રાર્થના અત્રે કરૂંછું.

ઇશ્વરે સર્વ મનુષ્ય પ્રાણીના હિતને માટે વેદનું જ્ઞાન મનુષ્યને આપ્યું છે. મનુષ્યોને માટે વેદ ઇશ્વરે આપેલી કલ્યાણકારિણી વાણી છે. એટલા માટે મનુષ્યનું કર્તવ્ય છે કે વેદનો ફેલાવો સર્વે મનુષ્યોમાં કરવો. ચાહે બ્રાહ્મણ હોય કે શુદ્ર હોય અથવા અતિશુદ્ર હોય પણ ઇશ્વરની દૃષ્ટિમાં સર્વે સરખા છે. તે પરમ દયાળુ પરમાત્મા સર્વેના આત્મા થાય એવું ઇચ્છે છે. માટે ઇશ્વરદત્ત જ્ઞાનને માટે સર્વે મનુષ્યોને હક સરખો છે. આવું સિદ્ધાંત અથવા વિચાર ઋષિએ ખુદ વેદના મંત્ર ઉપરથીજ સિદ્ધ કરી દેખાડયું છે, એટલુંજ નહિ પણ વેદનો પ્રચાર મનુષ્યપ્રાણીમાં સર્વત્ર થાય એટલા માટે આર્યસમાજના જે દશ નિયમો ઋષિએ ઘડી કાઢયા છે તેમાં ત્રીજો નિયમ આ પ્રમાણે છે—" વેદ સત્યવિદ્યાઓનું પુસ્તક છે, વેદ જાણવા, જણાવવા અને સાંભળવા, સંભળાવવા એ સૌ આર્યોનો પરમધર્મ છે. " અર્થાત્ વેદ ભણવાનો અધિકાર સર્વેને છે. વેદ સંભળાવનાર બ્રાહ્મણ પાપી થતો નથી, તેમ વેદ સાંભળનાર શુદ્રના કાનમાં સીસાનો રસ રેડવાની જરૂર નથી ! ઋષિએ પઠનપાઠન વિધિમાં ખુલ્લી રીતે જણાવ્યું છે કે વેદ ભણવા માંડયા પહેલાં વ્યાકરણાદિ વેદાંગો, દર્શનો ઉપનિષદો, બ્રાહ્મણગ્રંથો અને એવી બીજી અનેક વિદ્યાઓના જ્ઞાનની આવશ્યકતા છે. તે જ્ઞાન મેળવ્યા વગર વેદ ભણનાર કે વેદનો અર્થ કરનાર વેદને યથાર્થ સમજી નહિ શકે માટે ઋષિનું કહેવું એ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે ઋષિ વેદ ભણવાનો હક સર્વેને કહે છે તે ઉપરથી કોઇએ એમ નથી સમજી લેવાનું કે વેદ ભણવાની લાયકાત, યોગ્યતા અથવા શક્તિ સર્વે મનુષ્યોમાં આવી જાય છે. ઋષિના સિદ્ધાન્ત મુજબ બ્રાહ્મણાદિ વર્ણો ગુણ કર્મ પ્રમાણે છે. જેની બુદ્ધિ એવી છે કે જેનામાં વેદ ભણવા સુધીની યોગ્યતા આવી શકતી નથી અથવા જે વેદ ભણી શકતો નથી તેજ શુદ્ર છે, જેમ બી. એ. સુધી ભણવાનો હક દરેક મનુષ્યને છે—પછી તે સ્ત્રી હોય વા શુદ્ર હોય—પણ બી. એ. સુધી ભણી શકવાને માટે સઘળા કંઇ સમર્થ થતા નથી; તેમ વેદને માટે પણ સમજવું. વેદના પ્રચાર માટે કેવો મહાન્ સિદ્ધાંત ઋષિએ વેદ અને આર્ષગ્રંથોના આધારે પ્રસિદ્ધ કર્યો છે ! આપણા હિંદુપદધારી આર્યો મેક્સમૂલર જેવા પરધર્મી લોકો કે જેમને તેઓ મ્લેચ્છની ઉપમા આપે છે તેમને વેદ ભણવાનો અધિકાર છે કે નહિ તે વાત તો બાજુએ રહી પણ તેમણે કરેલા વેદાર્થ સર્વથા સત્ય માની તે પ્રમાણે પોતે ભણે છે, એટલુંજ નહિ, પણ તેમને **मोक्षमूलरः ( मोक्षस्य मूलं राति अर्थात् गृह्णाति )** એવી પદવી પણ આપવાને ચૂકતા નથી. લોગ બિચારા આપણા ભારતવાસી સ્ત્રી અને શુદ્રનાજ છે ! હિંદુપદધારી આર્યોના મત મુજબ મ્લેચ્છ કુલોત્પન્ના ઍની બિસેન્ટ સ્ત્રી પણ **अन्नायाई–वसन्ति** બની સર્વેને વંદ્ય થાય છે એટલુંજ નહિ પણ પોતે મહાન્ અવતારી બની ત્રીજા અવતારોની પ્રાદુર્ભાવ કરનારી બની જાય છે ! ધન્ય છે હિંદુ ભાઇઓ, તમારી બુધ્ધિને ! શું કરે બીચારા ! સીસુ રેડવા જાય તો ઝટ ચતુર્ભુજ થઇ દંડ-ગ્રહણ કરવું પડે.! અસ્તુ

**ऋषयो मन्त्रद्रष्टारः** એવા આર્ષગ્રંથોના પ્રમાણ ઉપરથી વળી ઋષિ દયાનંદે સિદ્ધ કર્યું છે કે ઋષિઓ મંત્રના દ્રષ્ટા છે પણ કર્તા નથી. વેદમંત્રના અર્થોનું મનન કરી તેમાં આવેલી વિદ્યા-પ્રત્યક્ષ કરી દેખાડનાર ઋષિઓ આદિકાળમાં થઇ ગયા છે. તેમણે શિખવેલા

અર્થ જ્યારે તેમના શિષ્યો શિખવવા લાગ્યા ત્યારે અમુક મંત્રાર્થના દ્રષ્ટા અમુક ઋષિ હતા એવી પ્રથા પડી જવાથી મંત્રની સાથેજ ઋષિનું નામ પણ કહેવામાં આવતું. એ પ્રમાણે અમુક મંત્રોના અમુક ઋષિ, એમ સંક્ષેપમાં કહેવાતું. તે મુજબ હાલ પણ મંત્રોના સમૂહો સૂક્તો ઉપર ઋષિઓનાં નામ પણ જોવામાં આવે છે, માટે, ઋષિઓ મંત્રોના કર્ત્તા છે એવું જે પાશ્ચાત્ય વિદ્વાનોનું અને તેમના કહેવા પ્રમાણે પોપટની પેઠે બોલનારા આપણા આંગ્લ-ભાષા વિભૂષિત પદવીધર હિંદુઓનું કહેવું છે તે ખોટું છે એમ ઋષિ દયાનંદનો સિધ્ધાંત છે. વેદ મનુષ્યકૃત નથી, ઇશ્વરદત્ત છે, વેદ અપૌરૂષેય છે, એવો એનો ધ્વનિતાર્થ છે. કેટલાક મંત્રના મૂળ મંત્રમાં જમદગ્નિ વિશ્વામિત્ર આદિ શબ્દો મનુષ્યો કે ઋષિઓનાં નામ હોય તેમ આવ્યાં છે. પરંતુ તે શબ્દો અથવા કોઇ પણ બીજા શબ્દોનો અર્થ યૌગિક લેવાનો છે. પાછળથી થએલા કોઇ મનુષ્યનાં નામ ઉપરથી મંત્રમાં તે વિશેષ નામ છે એમ સમજીને વેદમાં તેમનો કોઈ ઇતિહાસ આવેલો છે અથવા તે મંત્રના કર્ત્તાનું નામ તેમાં છે એમ સમજવાનું નથી. આ બાબતમાં અત્રે મંત્ર આપીને કે તેનો અર્થ કરીને દેખાડવાનું આ સ્થળ નથી. પરંતુ વાંચકની એટલીજ વિનંતિ કરવામાં આવે છે કે તેમણે ઋષિ દયાનંદનું વેદભાષ્ય વાંચી અર્થની બાબતમાં ખાત્રી કરી જોવી. પરંતુ એટલું તો આ સ્થળે કહ્યા વગર આગળ ચાલી શકાતું નથી કે આ પ્રકારના મંત્રમાં જ્યાં મૂળ મંત્રમાં કોઇ ઋષિનું નામ છે એવો ભ્રમ થાય છે તેનો કર્ત્તા જો તે ઋષિ હોય તો મંત્રની ઉપરની અનુક્રમણિકામાં પણ તેજ ઋ-ષિનું નામ આવવું જોઇએ. પરંતુ વાસ્તવિક તેવું નજરે પડતું નથી. ઉદાહરણાર્થ,—યજુર્વેદના અધ્યાય ૧૩ નો મંત્ર ૫૫ મો લો, તે મંત્રમાં **भरद्वाज** નામ આવેલું છે, પણ અનુક્રમણિ-કામાં તે મંત્રનો ઋષિ **उशना** લખ્યો છે. એજ પ્રમાણે આગળ આગળ ૫૬, ૫૭ અને ૫૮ મા મંત્રોમાં જુદાં જુદાં વિશેષ નામ આવ્યાં હોય એવો ભ્રમ થાય છે; પણ તેમીં અનુ-ક્રમણિકામાં તે મંત્રોના ઋષિ જુદાજ છે. તેજ પ્રમાણે મંત્રો જો ઋષિઓએ બનાવ્યા હોત તો એકજ વેદમાં એકજ મંત્રના બે અથવા અધિક ઋષિનાં નામ જુદે જુદે સ્થળે કેમ આવી શકે? પાશ્ચાત્ય વિદ્વાનોના કહેવા પ્રમાણે આદિ કાળના અજ્ઞાન લોકોએ સૃષ્ટ ચમત્કારથી ભય-ભીત થઇને મંત્રદ્વારે તે ચમત્કારોના કોઇ દેવતા માની સ્તુતિ કરી હોય તો શું આવા મંત્રો બે ત્રણ ઋષિએ સાથે મળીને જોડી કાઢયા હતા? ઉદાહરણાર્થ,—યજુર્વેદમાં ગાયત્રી મંત્ર જુદા જુદા ચાર અધ્યાયમાં ચાર ઠેકાણે આવ્યો છે. જેમ કે અ. ૩ મં॰ ૩૫; અ॰ ૨૨ મં॰ ૯; અ॰ ૩૦ મં॰ ૨ અને અ॰ ૩૬ મં॰ ૩. એ મંત્રોમાંના ૩૦ મા અધ્યાયના ૨ જા મંત્રમાં ઋષિ નારાયણ છે અને બીજે ત્રણ સ્થળે ઋષિ વિશ્વામિત્ર છે. તેમ **अक्रन्ददग्नि॰** ઇત્યાદી મંત્ર યજુર્વેદ અ॰ ૧૨ મં॰ ૬ અને અ॰ ૨૧ મં. ૩૩ માં આવ્યો છે. પણ તેમાં એક સ્થળે **वत्सप्री** અને બીજે સ્થળે **स्वस्त्यात्रेय** એમ બે જુદા ઋષિઓનાં નામ એકજ મંત્ર ઉપર આપ્યાં છે એ પ્રમાણે જોવા બેસીએ તો ઘણા મંત્રો છે, એ ઉપરથી. વેદમાં આંતરીય પ્રમાણ ( Internal Evidence ) તપાસી જોતાં પણ જણાઇ આવે છે કે વેદ અપૌરૂષેય છે અને વેદના ઋષિ તે વેદના કર્ત્તા કે નિર્માતા નહોતા પણ મંત્રાર્થના પ્રચારક હતા, શિક્ષક હતા—દ્રષ્ટા હતા—એમ ઋષિ દયાનંદનો સિદ્ધાંત છે.

## ઉપસંહાર.

પ્રિય વાંચક, એક તરફ હિંદુપદધારી આર્યોના વેદ વિષેના વિચાર અથવા કલ્પનાઓ

આપની સામે મૂકી છે; અને બીજી તરફ ઋષિ દયાનંદના વેદ વિષેનાં સિદ્ધાંતો અથવા વિચારો મૂક્યા છે. બે પક્ષની તુલના કરી, દુરાગ્રહ, હઠ ને પક્ષપાતને બાજુએ મૂકી આપ વિચારી જોશો તો જણાઇ આવશે કે આધુનિક સમયમાં જો કોઇએ પણ વેદની કદર, વેદનો ઉદ્ધાર, વેદનું પુનરુજ્જીવન કર્યું હોય અને વેદની મહત્તા જો કોઇએ પણ વધારી હોય તો તે ઋષિ દયાનંદેજ વધારી છે, ઋષિ દયાનંદના સિદ્ધાંતામૃતનું પાન કરનારા, અને તેમનાં સિદ્ધાંત, વેદ વિષે ઉન્નત વિચાર ઉત્પન્ન કરાવનારા છે, એવું પરીક્ષા કરીને જોનારા આર્યો આજે વૈદિક જ્ઞાન અને વૈદિકધર્મના આશ્રયથી દુનિઆનાં સર્વે ધર્મવાળા અથવા મતમતાંતરવાળાને ઉપદેશ કરવાને માટે સમર્થ થયા છે. વિધર્મીઓ આજે વૈદિક સૂર્ય આગળ ટકી શકતા નથી. ખ્રીસ્તી મિશનરીઓએ તો ક્યારનોએ નિશ્ચય કરી મૂક્યો છે કે જ્યાં સુધી હિંદુસ્થાનમાં આર્યસમાજ છે ત્યાં સુધી આપણું ટટ્ટુ હવે આગળ ચાલવું મુશ્કેલ છે. મોહમેદનોનું આર્યસમાજ સામે કંઇ ન ચાલ્યું ત્યારે હવે હતાશ થઇને બેઠા છે. એક મોહમેદને આર્યસામાજીક ધર્મવીર પંડિત લેખરામનું ખુન પણ કર્યું છે! કેટલાક વિદ્યાર્થીઓએ આર્યસમાજ જેવી ધાર્મિક સંસ્થાને રાજકીય બતાવી અનેક પ્રકારની વિપત્તિઓ આર્યસમાજીકો ઉપર પાડવામાં પણ કંઇ બાકી રાખી નથી. છતાં વૈદિકજ્ઞાનના બળથી આર્યસમાજીકો માનાપમાન સહન કરી અને વિપત્તિઓ પણ વેઠી પોતાની ધાર્મિક વીરતા હજી સુધી જાળવી રહ્યા છે. અંતે સત્યનોજ જય થતો હોય એમ સ્પષ્ટ દેખાતું આવે છે. આવું પરિબળ, આવું ધૈર્ય અને આવી સહનશીલતા આર્યસમાજમાં ક્યાંથી આવી ? પ્રિયવાંચક, ઋષિ દયાનંદના વેદોધ્ધારક અને સત્ય સિદ્ધાંતોથીજ.

ઉપરનો વિચાર કરી જોતાં દરેક વાંચક જોઇ શકશે કે ભરતખંડના ધાર્મિક ઇતિહાસમાં ઋષિ દયાનંદે કેટલી મહાન સેવા બજાવી છે. વૈદિક વિદ્યાના પ્રચારનો પ્રયત્ન કરનાર મહાત્મા શંકરાચાર્ય પછી મહાન્ સંસ્કૃતજ્ઞ અને વૈદિકધર્મના પ્રચારક તરીકે જો કોઇનું પણ નામ ગણવામાં આવે તો તે ઋષિ દયાનંદનુંજ છે. વેદના મંત્રદ્રષ્ટા અથવા વેદાર્થના શિક્ષકને પ્રાચીનકાળમાં જે ઋષિ પદવી અપાતી હતી તે ઋષિ પદવી પણ આધુનિક કાળમાં જો કોઇને આપી શકાય તો તે સ્વામી દયાનંદનેજ આપી શકાશે માટે આર્યસામાજીકો સ્વામી દયાનંદને વેદોધ્ધારક ઋષિ આદિ પદવી આપે છે તે યથાર્થજ છે.

પરંતુ, અવિદ્યા, હઠ, દુરાગ્રહ, સ્વાર્થ, દ્વેષ, અજ્ઞાન અને આત્મહંતુત્વનો અભાવ જ્યાં સુધી ભરતખંડમાં નહિ થાય ત્યાં સુધી વૈદિકધર્મને અથવા વેદને પોતાના ધર્માભાસ અથવા મતમતાંતરોનું મુળ છે એવું કહેનારાનાજ નહિ પણ વેદને માટે ભ્રષ્ટ વિચાર ધારણ કરનારા અને તેમાંજ આનંદ માનનારા જે **ભ્રષ્ટાનંદો** છે તે મહાન્ વેદોદ્ધારક ઋષિ દયાનંદને પણ **ભ્રષ્ટાનંદ** કહેવાને ચૂકવાના નથી. જ્યાં સુધી આપણા દેશમાં આવા ભ્રષ્ટાનંદો છે ત્યાં સુધી આપણા દેશની ઉન્નતિ, આપણા દેશનું હિત અને આપણા દેશમાં સુધારો થાય એવું ઇચ્છવું વ્યર્થ છે. માટે સર્વે દેશહિતચિંતક અને દેશાભિમાની સજ્જન પુરૂષોનું કર્ત્તવ્ય છે કે દેશમાંથી અવિદ્યા, હઠ આદિ ઉપર કહેલા રોગ નીકળી જાય અને ઋષિ દયાનંદના વેદોદ્ધારક સિદ્ધાંતોનો પ્રચાર થાય તેને માટે તન મન અને ધનથી પ્રયત્ન કરી પોતાના જીવનકાળનું સાર્થક્ય કરી લેવું, **सुज्ञेषु किं बहुना!**

# સ્વામી દયાનંદ સરસ્વતી.

( લે. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ એલ બી. )

હિંદુસ્તાનના બલ્કે આખી દુનીઆના મહાન પુરૂષોની પંક્તિમાં મૂકાવાનો સ્વામી દયાનંદનો દાવો ભાગ્યેજ રદ કરી શકાશે. જેમ ન્યૂટનને સેબફળના પડવા પરથી ગુરૂત્વાકર્ષણનો નિયમ શોધી કાઢવાનું સ્ફુરી આવ્યું, જેમ ચાહદાનીના ઢાંકણાના દૂર ઉડી જવાથી વરાળનું બળ શોધી કાઢવાનું સ્ટીવનસનને કારણ મળ્યું, તેમ રાત્રીએ શિવાલયમાં શિવના બાણપર ચઢાવેલા ચોખા ઉંદરને લઇ જતા જોઇ સ્વામીજીને મૂર્ત્તિ પૂજાના દૈવત વિશે વિચાર કરવાનું સાધન મળી આવ્યું. પોતાના અંતરના સગાનાં મૃત્યુથી દુનીઆની નિઃસારતા એ જો કે એમના મગજપર પૂરેપૂરી છાપ પાડી હતી અને તેથી સંસાર તજવા માટે તેમનું દિલ ખેંચાયું હતું એ વાત ખરી છે, પણ માત્ર એજ સબબને લીધે સ્વામીજીએ જો સંન્યસ્ત ગ્રહણ કર્યું હોત તો તો બીજા સેંકડો સંન્યાસીઓની માફક તેઓ પણ ભગવાં લૂગડાં પહેરી ગંગા યા નર્મદાના તટ પર મુકામ નાંખી, કથા પુરાણ વાંચી યા તો પોતાના આત્માના કલ્યાણ માટે સ્વાધ્યયન કરી સંતોષ માની બેસી રહેત. પરંતુ પૂર્વાશ્રમે કાઠીઆવાડી એટલે દરેક બાબતની ખણખોદ કરવાની મૂળથીજ ટેવ, તેમાં આગ્રહ અને ઝીણવટવાળી બુદ્ધિની સહાય, અને શારીરિક યા માનસિક બળ, જે કહો તે, જેટલું જોઇએ તેટલું હોવાથી, મૂર્ત્તિપૂજાનું રહસ્ય, શોધી કાઢવાની જિજ્ઞાસા તૃપ્ત કરવા પોતે ઘણું મથન કરવા માંડયું. અને તેમ કરતાં કરતાં આખું જિવન ગાળી નાંખી, ભરતખંડના મૂળ ધર્મનો પાયો જેનાપર રચાએલો છે, તેનું સાહિત્ય સંપૂર્ણ રીતે વાંચી, સમજી, તેમાંથી એ તત્ત્વ શોધી કાઢયું કે મૂર્ત્તિ પૂજાને માટે વેદમાંથી તો આધાર મળી આવતોજ નથી. સ્વામીજીના એ નિર્ણયની જોડે કોઇક મળતું થશે તો કોઇકનો અભિપ્રાય તેથી વિરૂદ્ધ થશે. સ્વામીજીએ વેદવાકયોનો જે અર્થ કર્યો છે, તે કેટલાકને માન્ય છે અને કેટલાકને અમાન્ય છે, પરંતુ એમનો આગ્રહ, એમના અધ્યનમનો વિસ્તાર, અને એમની શુદ્ધબુદ્ધિ, તેનાં તો એકે અવાજે સૌને વખાણ કરવાંજ પડશે. પોતાનો મત ખરો છે એમ સાબિત કરવા માટે એમના પરિશ્રમ અને પ્રયાસ, અને તેને અંગે ખમવી પડેલી આફત, અને જાનનું જોખમ, એ જોતાં મહમ્મદ પેગંબરને આજથી તેરસેં વરસપર આરબો જેવા જંગલી અને જૂના વખતના નિરક્ષર માણસોમાંથી મૂર્ત્તિપૂજાના મતનું ઉચ્છેદન કરતાં જે જે છેક સટોસટની મુશ્કેલીઓ ખમવી પડી હતી તેની કાંઇક છાયા યાદ આવે છે. હાલના સમયમાં, જ્યારે કેળવણી, સુધારો, પરદેશગમન વગેરે અજ્ઞાન ઓછાં કરવાનાં સાધનો ખરેખરૂં જોર કરી રહ્યાં છે તે વખતે હજારો વ્યક્તિઓને પોતાના મત તરફ વાળી, એક નવોજ પંથ સ્થાપન કરવો એ ન્હાનુંસુનું કામ નથી. પંથ સ્થાપનારના પોતાનામાં કાંઇક વિલક્ષણતા હોય અથવા તો તે પંથનાં મૂળ તત્ત્વોમાં કાંઇક સાચાપણું અને સત્યને લીધે રહેલું આકર્ષણ હોય તોજ એવો પંથ નીભે છે અને ચાલે છે. સ્વામી દયાનંદે સ્થાપેલી આર્યસમાજ ધીમે ધીમે પણ મક્કમપણે આગળ પગલાં ભરતી જાય છે. પંજાબમાંથી રજપુતાનામાં આવી અને

ત્યાંથી આવી ગુજરાતમાં પડાવ નાંખ્યો. હવે આસ્તે આસ્તે દક્ષિણ તરફ જવા માંડે છે. સંસાર સુધારકો તેમજ સરકાર બંનેને આર્યસમાજના અસ્તિત્વની નોંધ લેવી પડી છે. માટે એવી સમાજના સ્થાપકનામાં કાંઈક એવા ખાસ ગુણ તો હોવાજ જોઇએ કે જેના વડે તેને આટલી બધી ફતેહ મળી હોય; તે ગુણ જે આર્યસમાજી ન હોય તેને પણ શિક્ષણ લેવા લાયક છે અને તે ગુણો, આગ્રહ, શુદ્ધબુદ્ધિ, અને નિડરતા છે. હિંદુસ્તાનના એક વતનીએ આગ્રહ અને નિડરતાથી આવું મહાનપદ મેળવ્યું તે આપણે સૌને મગરૂર થવાનું કારણ આપે છે. એમનો આગ્રહ અને એમની નિડરતા એમના અનુયાયિઓમાં ઉતર્યાં છે અને મૂળ પંજાબમાં રોપાયું, પંજાબના લોકો લડ્ડુ અને લડાયક, અને તેમનામાં આગ્રહ અને નિડરતાનું તત્ત્વ રેડાયું, એટલે આર્યસમાજીઓ તો યુદ્ધકામાજી ( Pugnacity ) માટેજ જ્યારે જુઓ ત્યારે તૈયાર એવો અભિપ્રાય એમને માટે જડ ઘાલી બેસી ગયો છે. પરંતુ ઉંડું ઉતરી જોતાં જણાશે કે એ માત્ર **ભ્રમ** છે. સ્વામી દયાનંદે તો આગ્રહ અને અડગપણું સારે અર્થેજ વાપર્યું છે.

---

# દયાનન્દ સરસ્વતી અને સાંસારિક સુધારો.

## ( નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયા આઇ. સી. આઈ. )

આ વિષય ઉપર લઘુ લેખ લખવાની માગણી " આર્યપ્રકાશ " ના તંત્રી તરફથી થવાથી આ પ્રયાસ આરમ્ભું છું. બહુ અંશે ગુજરાત વિશે આવલોકન કરીશું. ઇ. સ. ૧૮૭૪ ના અન્ત ભાગમાં સ્વામી દયાનન્દ અમદાવાદ આવ્યા, તે સમયે ગુજરાતમાં ધાર્મિક જાગૃતિ પ્રાર્થના સમાજની સંસ્થાએ સબળ રૂપે કરેલી હતી, તે સંસ્થાએ આર્યસમાજ નામ સ્વીકાર્યું નહિં અને દયાનન્દ સ્વામીના પ્રતાપથી પ્રગટ થએલા સચલનમાં પોતાનું વ્યક્ત સ્વરૂપ વિલીન કર્યું નહિ, એ પ્રસંગની ચર્ચાનું આ સ્થાન નથી. આપણે તો સાંસારિક સુધારા વિશે સ્વામી દયાનન્દના પ્રયાસોનું દર્શન કરવાનું છે. ઉપર કહેલા સમયમાં અમદાવાદમાં સંસારસુધારા સમાજનું સંચલન ઉત્સાહના લોઢીથી વેગવાળું હતું એ ખરું સાંસારિક સુધારાની મૂળ ઉત્પત્તિ નર્મદકવિના જીવનના પૂર્વાર્ધના સમયથી હતી અને તે સમયે તો ઉત્કટ રૂપમાં એ સુધારો ઉછળી રહ્યો હતો, એ પણ નિર્વિવાદ છે; પશ્ચિમના જ્ઞાનના જ્યોતિયે સુષુપ્તિમાં પડેલા ભરતખંડને આંખ્યો ઉઘાડીને અસાધારણ ચમત્કાર દર્શાવનારી જાગૃતિ આપી હતી. તે પણ કોઇથી ના રાકાય એમ નથી. વિચારશીલ મનુષ્યો સમક્ષ જુનું અને નવું બંને પોતપોતાના સ્વરૂપમાં ઉપસ્થિત થયાં હતાં;—જુનું જીર્ણતાના, ક્ષીણતાના દોષોથી અપ્રિય બને એવું, અંધકારના જમાનામાં પ્રવેશ પામેલા અનિષ્ટ અંશોથી હાનિકારક બનેલું જણાતું હતું; નવું, નવીનતાના વિલક્ષણ જીવનના, ચમત્કારોથી તેમજ અન્તર્ગત ગુણોથી પણ આકર્ષક રૂપ ધારણ કરતું હતું. આ અસાધારણ દશાના પ્રભાવને લીધે ઉચ્છૃંખલ સુધારો " યાહોમ કરીને પડો ફતેહ છે આગે "

એ સૂત્રને પોતાના ધ્વજ ઉપર અંકિત કરી તે રણસંગ્રામમાં ધસ્યો હતો. એ સમય વીત્યાને કેટલાંક વર્ષ થઈ ગયાં હતાં. બંને પક્ષની તુલના કરનારી ધીર ગંભીર વૃત્તિએ પોતાની સત્તા સ્થાપવાનો આરંભ કર્યો હતો. તથાપિ-" ધીરે ધીરે સુધારાનો સાર સજ્જન સંભળાવજોરે " એ કવિ દલપતરામના મોળા જણાતા જીવન સુત્રનો સત્કાર કરનારો વર્ગ અલ્પ પ્રમાણમાં હતો. સ્વ. નવલરામભાઇએ એ સુત્રને, ઇ. સ. ૧૮૭૯ માં ધોળ ગાનારી બાયડીઓનેજ લાયકતું કહ્યું હતું. હજી તે કાળ સુધી પણ **सत्यमेव जयते** એ મહા વાકયના બળને મન્દતા લાગી ન્હોતી.

આ પ્રકારની સ્થિતિ ગુજરાતમાં ઇ. સ. ૧૮૭૪ માં હતી. સુધારાનો ઉત્સાહ ભરપુર જોસથી વ્હેતો હતો. ત્હેવા સમયમાં સ્વામી દયાનન્દનો પ્રવેશ ગુજરાતમાં થયો. એ પ્રવેશનું આવલોકન કરતાં બે વાતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. પ્રથમ એ વાત હતી કે સાંસારિક સુધારાનાં સંચલન છૂટક છૂટક સ્થળોમાં થતાં હતાં; પરંતુ એ સંચલનમાં અતર્ગત વ્યાપકબળને એક સમસ્ત રૂપમાં સંચિત કરનારી સંસ્થા હજી પ્રગટ થઇ નહોતી. ઇંડિયન સોશિયલ કોન્ફરન્સની ઘટના પ્રગટ થવાને હજી પંદર સોળ વર્ષ વીતવાનાં હતાં. આખા ભરતખંડને જાગૃત કરી સુધારાનાં બે મુખ્ય અંગ બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય ' હેની સ્હામે યુદ્ધ, તે વિશે ચર્ચા કરનારા સમર્થ લેખ સ્વ, મલબારીની કલમમાંથી નીકળવાને પણ હજી તેર વર્ષની વાર હતી. બીજી વાત એ હતી કે અત્યાર સુધી સાંસારિકસુધારાના પક્ષનો પાયો ન્યાય, સત્ય, અને બુદ્ધિનાં સબળ તત્ત્વોમાંજ નંખાયો હતો, -બહુ અંશે તેમ હતું; આપણાં ધર્મશાસ્ત્રોને એ પાયામાં અલ્પ-પ્રમાણમાંજ સ્થાન અપાતું હતું. આ સ્થિતિમાં ભરતખંડના મ્હોટા ભાગમાં એક ડંકો વગાડીને અને શાસ્ત્રના પ્રમાણનેજ પાયા રૂપે સ્થાપીને સાંસારિક સુધારા માટે અદ્વિતીય પ્રયાસ કરનાર સ્વામી દયાનન્દ સરસ્વતી પ્રગટ થયા.* પોતાની તીક્ષ્ણ અને અન્તર્ભેદી દ્રષ્ટિથી તેમણે જેમકે કેવળ બુદ્ધિ, ન્યાય, ઇત્યાદિ ધોરણોનાં શસ્ત્ર, શાસ્ત્રની પૂજામાંજ પચી રહેલા જનસમુદાયના ઉપર અસર કરશે નહિં. તેથી શાસ્ત્રનેજ સમર્થ શસ્ત્ર તરીકે વાપરવું તેમણે ઇષ્ટ ગણ્યું લાગે છે. પછી એ શસ્ત્રને ઘશીને તીક્ષ્ણ કરવાની ક્રિયામાં એ શસ્ત્રનાં પાનાંની આકૃતિયો વખતે ફરી પણ ગઇ હશે. પરંતુ લક્ષ્યવેધી શસ્ત્ર બને એટલે બસ-એટલોજ સ્વામીજીનો હેતુ જણાય છે. આમ કેવળ શાસ્ત્રનેજ પ્રમાણભૂત ગણવાનું પરિણામ કેટલાક વિષયોમાં આ જમાનાના વિકાસ પામેલા વિચારોને ક્ષેત્ર આપવામાં પણ આવ્યું હશે; તે વિશે ઉલ્લેખ થોડીવાર પછી કરીશું. તેમ બીજું ફળ એ થયું કે જે વર્ગને અર્થે શાસ્ત્રનો આધાર લેવો ઇષ્ટ ગણ્યો ત્હેમાંના મ્હોટા ભાગ તરફથી તો વિરોધજ મળ્યો; અને શાસ્ત્રને સર્વસ્વ ના ગણતાં ન્યાય, બુદ્ધિ, સત્ય એ તત્ત્વોથીજ જે વર્ગને ગળે વાત ઉતરી શકે એ નવીન સંસ્કારવાળા વર્ગના મ્હોટા સમુદાય ઉપર સ્વામીજીનો પ્રતાપ સ્થપાયો નહિં. પરંતુ આ વર્ગને સાંસારિક સુધારાની ઇષ્ટતા અન્ય સાધનોથી દ્રષ્ટિગોચર હતીજ એટલે સ્વામી દયાનન્દની નજરે આ મ્હોટી હાનિ તો ન્હોતીજ.

---

* દયાનન્દ સ્વામીથી પણ તર્ક બુધ્ધિનો સર્વથા ત્યાગ નથી કરી શકાયો તે તેમના સત્યાર્થ પ્રકાશમાંથી સ્થળે સ્થળે જડી આવશે. ઉદા૦ પૃ, ૬૭ મે શૂદ્રોને પરમેશ્વર ચાહે છે, તેમને વાણી કર્ણ ઇત્યાદિ છે, માટે તેમને પણ વેદાધ્યયનનો અધિકાર છે; એ તર્ક કોટિ જુવો

હવે સ્વામી દયાનન્દે સાંસારિક સુધારાના વ્યક્ત પ્રશ્નો વિશે શું શું કહ્યું છે—કર્યું છે તે તરફ ઝડપથી નજર નાંખીશું. સાંસારિક-હિન્દુની સાંસારિક-વ્યવસ્થાનાં મુખ્ય અંગ જાતિભેદ, બાળલગ્ન, અને બલાત્કારનું વૈધવ્ય એ ત્રણ છે. કન્યાવિક્રય, લગ્નમરણાદિ પ્રસંગે અયોગ્ય ધનનો વ્યય, ઇત્યાદિ ગૌણ અંગો વિશે આ લેખમાં ચર્ચા કરવાની જરૂર નથી. માટે એ ત્રણ મુખ્ય અંગોનેજ સ્પર્શ કરીશું.

**જાતિભેદ**—આ પ્રશ્નનું નિરાકરણ પ્રાચીનકાળની ચાતુર્વર્ણ્યના વ્યવસ્થા વડેજ સ્વામી દયાનન્દે કર્યું છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ વર્ણવ્યવસ્થાનેજ સ્વીકાર્ય ગણીને એમણે અસંખ્ય જાતિ ભેદની હાનિકારક સંસ્થાનો આપોઆપજ ઉચ્છેદ કર્યો છે. આ મર્યાદામાં હેમના એ નિરાકરણમાં ગુણ જણાશે. પરંતુ માનવજાતિના ઇતિહાસનો પ્રવાહ હાલ કેટલી મજલે પ્હોચી ચૂક્યો છે, આ કાળનાં અનેક બળોની વચ્ચે પ્રાચીન વર્ણવ્યવસ્થાની સ્થાપના કેટલે દરજ્જે શકય છે એ તરફ સ્વામીજીનું લક્ષ ગયું જણાતું નથી. જાતિભેદના—હાલના અસંખ્ય જાતિ ભેદના—પરિણામે થતા અનર્થનું વૈદિક દૃષ્ટિથી ભિન્ન દૃષ્ટિથી નિરીક્ષણ એઓએ કર્યું હશે તોપણ આ રોગના નિકન્દનનો ઉપાય વૈદિક પાયા ઉપરજ સ્ચવાને લીધે ફળ વ્યાવહારિક વિજયવાળું થવાની શકયતા એમની યોજનામાં દૃષ્ટિગોચર થતી નથી.

**બાળલગ્ન**—આ પ્રશ્ન વિશે દયાનન્દ સ્વામીનાં સિદ્ધાન્તો જેટલા સબળ શબ્દોમાં દર્શાવાયા છે તેટલાજ **ઉચ્ચ આદર્શથી પ્રેરાયલા જણાય છે.** કન્યાનું લગ્ન સોળ વર્ષની પૂર્વે ના થવું જોઇએ અને પુરૂષનું પચીસની અંદર ના કરવું—એ લઘુતમ મર્યાદા બાંધીને, ઉત્તમવયની *મર્યાદા કન્યા માટે ૨૪ વર્ષની અને પુરૂષ માટે ૪૮ વર્ષની એમણે સ્થાપી છે. ( સત્યાર્થ* પ્રકાશ ગુજરાતી ભાષાન્તર-પૃષ્ઠ ૭૩ ). આ પ્રશ્નના અંગમાંજ બ્રહ્મચર્ય સ્ત્રી અને પુરૂષ બંને માટે બ્રહ્મચર્ય, સ્ત્રી તેમજ પુરૂષને વિદ્યા સંસ્કરણ, ઇત્યાદિ મહત્વના પ્રશ્નોનો સમાવેશ કરાયો છે, અને તે વિશે પણ સ્વામીજીએ નિર્ભય રીતે મત દર્શાવ્યા છે.

**વિધવા વિવાહ**—આ પ્રશ્નના સબંધે સ્વામીજીનો સિદ્ધાન્ત એવો છે કે, બાલવિધવા અર્થાત્ પતિને ઘેર કદી ગયેલી ના હોય એવી વિધવાનો પુનર્વિવાહ માન્ય છે, અન્યનો નહિ. ઇતર વિધવા માટે બ્રહ્મચર્ય અથવા તે ના સંભવે તો નિયોગનો વિધિ પોતે સ્વીકાર્ય માને છે. આ વ્યવસ્થાની પૂર્ણ પરીક્ષા કરવાનું આ સ્થળ નથી. બાલવિધવા માટે પુનર્લગ્ન વિહિત ગણવા માટે સ્વામીજીનો ઉપકાર માન્યા વિના રહેવાશે નહિ; પરંતુ નિયોગ જેવી પ્રાચીનકાળમાંજ ઉદ્ભવ પામી લુપ્ત થયેલી અને સ્ત્રી પુરૂષના સંબન્ધને કેવળ પાશવસબન્ધ બનાવી નાંખનારી વ્યવસ્થાને, વિહિત મનાવવાનો સ્વામીજીનો પ્રયાસ તો આ જમાનાના સુજ્ઞ પુરૂષો સર્વથા ત્યાજ્ય માને તો ક્ષમ્ય ગણાશે. જે સમયમાં પ્રજાવૃદ્ધિ એ એક કર્તવ્યરૂપ કર્મ હતું, જે સમયમાં સ્ત્રીપુરૂષના સંબન્ધને કેવળ શારીરિક વ્યવહાર રૂપેજ જોવામાં આવતો હતો, તે અર્ધસંસ્કારી સમયની સંસ્થાની આ ઓગણીસ વીસમી સદીમાં પુનઃસ્થાપના કરવી એ કેવળ વિપરીત અને અનિષ્ટજ ગણાશે.

મુખ્ય પ્રશ્નોની ત્વરિત ચર્ચા થઇ ગઈ. હવે વિશેષ કહેવાનું અવશિષ્ટ રહેતું નથી.

માત્ર એક વિચાર ઉપસ્થિત કરવો ઇષ્ટ લાગે છે. દયાનન્દ સ્વામીની વ્યવસ્થામાં સાંસારિક સુધારો તે એક ગૌણ અંગ હતું, ધાર્મિક સુધારો—મૂર્તિ પૂજા અને પાખંડ મતનું ખંડન—તેજ પ્રધાન લક્ષ્ય હતું; તેમજ, સાંસારિક સુધારાનું પ્રેરકબળ ધાર્મિક સુધારામાંથી પ્રાપ્ત કરાયલું જણાતું નથી; ઉદાહરણાર્થ ધાર્મિક ભાવનાને પરિણામે સર્વ મનુજ વિશે બન્ધુભાવની સ્થાપના અને તે દ્વારા સર્વ સાંસારિક સુધારાની ઉત્પત્તિ એમ ઘટના જણાતી નથી. આ કારણોને લીધે હેમની વ્યવસ્થામાં ઉદ્‌ભવેલી સાંસારિક સુધારાની પ્રવૃત્તિ પૂર્ણ વિજય મેળવવાને સમર્થ થઈ નથી એમ કાંઇક ભાસ થાય છે. બાકી આટલી મર્યાદા સ્મરણમાં રાખ્યા પછી એટલું તો નિર્વિવાદ છે કે ભરતખંડમાં સમસ્તરૂપે સાંસારિક સુધારાને સંચલન કરનારામાં સ્વામી દયાનન્દજીનું સ્થાન અગ્રણી પુરૂષોમાં છેક નીચું તો કોઇથી પણ નહિ મૂકાય. એ સમર્થ પુરૂષની દેશસેવા આ વિષયમાં પ્રસંશાને પાત્ર છે એટલું જ નહિ, પણ હેના સામર્થ્યને લીધે અપ્રતિમ ગણી સકાય હેવીજ છે.

---

# મહર્ષિ સ્વામી દયાનંદ અને હેમની મુંબાઇની પ્રવૃત્તિયો.

( લે. પાલનજી બરજોરજી દેશાઈ. અધિપતિ રાસ્તગોફ્તાર )

મહર્ષિ સ્વામિ દયાનંદ સંબંધે એક પારસી લેખક તે શું કહેવાનું હોય ? અને મારા સરખા એક પારસી લખનારે તે મહાત્મા જોડે કશો સંબંધ કે પરિચય ન છતાં કાંઇ કુદી આરવું તે અગડમ બગડમ જેવુંજ લેખાય. આ વાત ખરી છે કે ૩૫ વર્ષ ઉપર મેં સ્વામિજીને મુંબઇમાં નજરે દીઠા હતા, એમનાં વ્યાખ્યાનો સાંભળ્યાં હતાં, તકરારો વેળા હું હાજર હતો, છાપામાં ચાલેલી ચર્ચા મેં વાંચી હતી, એમના સંબંધે મથુરાદાસ લવજી જેવા સુધારક પ્રકૃતિના વૃદ્ધ ભાટિયાઓને માન અને ઉત્સાહથી બોલતા સાંભળ્યા હતા, અને તેથી મારા મગજમાં આ મહાન્ સુધારક સ્વામિ વિષે મોટો વિચાર બેઠો હતો. પણ એ સઘળું છતાં પંડિત દયાનંદ જેવા મહર્ષિ વિષે એક પારસી કલમ કાંઇ પણ લખવા માટે યોગ્ય ગણાય તે વિષે મને શક છે. તે વેળા હું " રાસ્ત ગોફ્તાર " પત્ર સાથે બે ત્રણ વર્ષ થયાંનો જોડાયો હતો. તંત્રી મી॰ કેખુસરો નવરોજજી કાબરાજી ( અને તેમનું ઉપલું પત્ર ) સુધારાના મોટા હિમાયતી હતા. અમારા પારસી સંસારી અને ધર્મ સંબંધી સુધારા માટે એ પત્રમાં પુષ્કળ લખાયું હતું અને લખાયું જતું હતું. કર્સનદાસ મૂળજી " મહારાજ લાઇબલ કેસ " જીત્યા પછી તેમનું " સત્ય પ્રકાશ " પત્ર રાસ્ત ગોફ્તાર સાથે જોડાયું ત્યાર બાદ હિંદુ સંસાર સુધારા સંબંધે રાસ્તમાં બહુ લખાણો થવા માંડયાં હતાં. એટલા માટે જ્યારે દયાનંદ સ્વામિ મુંબઇ આવ્યા ત્યારે અમારાં પત્રમાં તેમનું આવાગમન પુર હર્ષથી વધાવી લેવામાં આવે એ કેવળ સ્વાભાવિક હતું.

કોટમાં બજાર ગેટના નાકા ઉપર હાલ જ્યાં ગેયટિ નાટકશાળા છે, અને જ્યાં પ્રથમ "લાટિયા હાઉસ" ને નામે ઓળખાતાં બે મકાનો એકલાં બંધાયલાં હતાં, તે મેદાનમાં **દયાનંદનાં** વ્યાખ્યાનોની મોટી સભાઓ મળતી હતી. એ માટે કામચલાઉ મંડપ ઉભા કરવામાં આવ્યા હતા, અને જો હું ભુલતો ના હોઉં તો સ્વામીજી સુધાં સઘળાઓ ભોયપર બેસી જતા હતા. ખુરસી જેવું કાંઇ થોડુંજ મારા જોવામાં આવ્યુ હતું. આવી મોટી સભાઓ તે વેળા કવચિત મળતી હતી. તે વેળા એ સભાઓ માટેનાં ખાસ મકાનો જેવું કાંઇ હતું.નહિ ધોબી તળાવવાળું "ફરામજી કાવસજી ઇન્સ્ટિટ્યુટ" એકલુંજ તે વેળા હૈયાત હતું, પણ દયાનંદનાં વ્યાખ્યાનોમાં ભેગા થયલા લોકોની સંખ્યા અતિ મોટી હોવાથી ઉપર કહ્યું તેમ મેદાનમાં માંડવા બનાવીને વ્યાખ્યાન, વાદ અને પ્રશ્નોત્તર કેટલાક દિવસો સુધી ચાલી રહ્યા હતા, દયાનંદ મુંબઇ આવે તે આગમજ એમની કીર્તિનો અશ્વ આ નગરીમાં એમના કૃત્યોની મહત્તાના સમાચાર લાવી ચુક્યો હતો. આ સર્વને પરિણામે મુંબઇમા "આર્યસમાજ" ની સ્થાપના થઇ, જેના જેવી સમાજો પંજાબ અને ગુજરાતમાં ઠામ ઠામ સ્થપાઇ ચુકી હતી. મુંબઇમા સ્વામિજીની યાદગારી આ સમાજથી રહી છે, જેને અંગે પ્રગટ થતા "આર્યપ્રકાશ" પત્રે તેમની ૩૦ મા વર્ષીના દિવસની ગંભીર યાદમાં એક મોટો ખાસ "**મહર્ષિ અંક**" પ્રગટ કરવાનું સાહસ ઉઠાવ્યું છે તે માટે તેના તંત્રીને ધન્યવાદ ઘટે છે

**દયાનંદનાં** અતિ કીમતી કૃત્યોએ હિંદુ પ્રજામા મોટી ઉથલપાથલ કરી નાખી છે તેમાં શક નથી પણ અમારી પારસી કોમ ઉપર પણ એમની સુધારા પક્ષની લડતોથી બહુ સારી છાપ બેસાડી છે. **દયાનંદ** પંજાબમા અને ગુજરાતમા પ્રસિદ્ધતા પામે તે આગમજ કામા ખાનદાન વાળા થોડાક ગ્રહસ્થોએ પારસી સુધારકોને પડખે રહીને તેમને નાણાની મદદ આપી આગળ પાડ્યા હતા. જે પારસી મહાપુરૂષને આજે સકળ આર્ય ભૂમિ ' હિન્દના દાદા " નું માનવંત નામ આપીને પૂજે છે તે દાદાભાઇ નવરોજજી આજ ૬૦ વર્ષ ઉપર પારસી કોમમાં સંસાર અને ધર્મના સુધારાનો ઝુંડો લઇ બહિર પડ્યા હતા. એમણે જ "રાસ્ત ગોફતાર" ની ૧૮૫૧ મા સ્થાપના કરી હતી, અને "લોક રક્ષી" ને નામે પ્રખ્યાત થઇ ગયલા નવરોજજી ફરદુનજી જોડે મળીને એમણેજ પારસી કોમની સાચી રાહ બરી માટે "રાહનુમાએ મજદયસ્નાન" નામની સભા સ્થાપી હતી. દાદાભાઇ નવરોજજીનાં આ બન્ને કામો એવા સંગીન પાયા ઉપર રચાયલાં છે કે આજ પર્યંત તેમના કિલ્લા બળવાન ઉભેલા છે. પાછળથી ઉપલા બેમાં ખ. રૂ. કામા નામના વિદ્વાન વધ્યા, અને આ મી૦ કામાનાં કામો સ્વામિજીનાં કામો સાથ અનેક રીતે સરખાવી શકાય એમ છે. જે ધાર્મિક શિક્ષણ મી૦ કામાએ પારસી કોમને આપ્યું તે દયાનંદે હિંદુ પ્રજાને આપ્યુ છે. મી૦ કામા અમો વચ્ચે પ્રગટ થયા તે આગમજ સંસાર અને ધર્મના અમારા રાહબર, રક્ષક અને ગુરૂ અમારા દસ્તુરો હતા, જેઓને વૈષ્ણવ મહારાજોની પેઠે ધર્મની વાતોની માહિતી થોડી હતી પણ માન મોટું જોઇતું હતું. દયાનંદની આગમજ થોડાજ હિંદુઓને ખબર હતી કે ઋગ્વેદમાં મૂર્તિપૂજા વિષે એક અક્ષર પણ નથી. વૈષ્ણવ સંપ્રદાયવાળા સઘળા આ મહારાજોને શ્રી કૃષ્ણના અવતાર સમજી તેમને પૂજતા અને મૂર્તિઓને ઇશ્વર સમજી માનતા હતા. અમો પારસીઓ પણ અમારા દસ્તુરોના સમજાવ્યાથી એમજ માનતા કે અમો ધર્મ પુસ્તકને નામે જે

કોઈ પુરાણાં શાસ્ત્રો ધરાવીયે છિયે તે સઘળાં અમારા પેગમ્બર જરતોસ્તનાં પોતાનાંજ રચેલાં છે પણ અમારા દયાનંદ તે મી. ખ. રૂ. કામાએ અમને બતાવી આપ્યું કે "ગાથા" ને નામે ઓળખાતાં શાસ્ત્ર સિવાય બાકીનું સર્વ પાછલા સમયમાં રચાયલું ભણતર છે.

એક તરફથી આ રીતે અમો અમારા ધર્મ સંબંધે કાંઇ કાંઇ નવું સમજતા થયા ત્યારે બીજી તરફથી દયાનંદે મુંબઇમાં પ્રગટ થઇને વેદની મહત્તાથી વૈષ્ણવો અને બીજાઓને ચાકેર કીધા, અને શાસ્ત્રો કરતાં વેદ પહેલા છે અને વડા છે, વધારે પવિત્ર અને વધારે નિર્મળ છે, એમ જાહેર કરી લોકોને અચરત કીધા. આમ આશ્ચર્ય પામનારાઓ મધેના એક પારસીઓ પણ હતા. દયાનંદ આવે તે આગમજ વેદ તે શું અને સ્મૃતિ તે કેવી, અને શાસ્ત્રો પાછલાં કેમ, તે વિષે અમને કશી ખબર નહતી એ સઘળાં વચ્ચે કશો તફાવત અમો જાણતા નહતા અને પૂજા એજ હિંદુ ધર્મ છે એમ અમો માનતા હતા. તે વેળા એમ કોઇ જાણતું ન હતું કે **"હિંદુ અને પારસી આર્યકુળના છે, એક વાર તેમનો દેશ, ધર્મ, ભાષા વગેરે એકજ હતા"** અમારા ધર્મમાં મૂર્તિ પૂજા જેવું કાંઇ ન હોવાથી અમારી ભોળી સ્ત્રીઓ વહેમી હિંદુઓ સાથના લાંબા સહવાસથી દેવ દહેરાં કરતી અને પૈસે ટકે ખરાબ થતી ત્યારે અમો તેમને હિંદુનો ધર્મ પાળતા કહી શિખામણ દેતા. પણ સ્વામીજીએ આવીને જેમ વૈષ્ણવોની તેમ પારસીઓની ભૂલ ભાંગી, અને હિંદુ–આર્યોનો મૂળ ધર્મ ચોખ્ખો છે, તેમાં મુર્ત્તિ પૂજા જેવું કશુંએ નથી, તેમાં મંદિરો અને દહેરાં જેવું પણ જણાતું નથી, એમ સિદ્ધ કરીને તથા પ્રસિદ્ધ કરીને જન પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો.

આ રીતે પારસીઓ દયાનંદ તરફ ખેંચાયા તેનું એક બીજું પણ કારણ છે. દયાનંદ એક મહાન સુધારક હતા. સુધારકનાં સર્વ લક્ષણ તેઓ ધરાવતા હતા. પારસીઓના પેગમ્બર જરતોસ્ત પણ એક મોટા સુધારક હતા, જરતોસ્તે ધર્મ સુધારક હોઇને પોતાનો ધર્મ સ્થાપ્યો અને ફેલાવ્યો હતો. દયાનંદ ધર્મ સુધારક છતાં નવા ધર્મ સ્થાપક ન હતા. જરતોસ્ત સાથ પણ દયાનંદ અનેક રીતે મળતા આવે છે. આજે હિંદુમાં તેમ પારસીમાં બહુએ સુધારક જોવામાં આવે છે. પણ સુધારક અનેક કિસમના હોય છે. જેઓ બોલે ખરા પણ કરે કાંઇએ નહિ તે પણ સુધારક છે, અને જેઓ બોલીને ફરી જાય તે પણ સુધારક છે, જરતોસ્ત કે દયાનંદ તે કિસમના સુધારક ન હતા. એ બન્નેએ ભર જવાનીમાં ઘરબાર તજ્યાં હતાં. બન્ને એ પહાડો ઉપર જઇ અભ્યાસ કર્યો હતો. બન્નેને પોત પોતાના પિતા સાથ જુના બિગડેલા ધર્મના સંબંધી પંચાતી થઇ હતી. બન્ને પોત પોતાના સમયના ધર્મ ગુરૂઓનાં કુડાં કામોથી કંટાળેલા હતા. બન્ને મૂર્તિ અને મૂર્તિ પૂજાના શત્રુ હતા અને તેમ હોઇને બન્નેને પોતાના સમયના લોકો સાથ ભારી ટંટો થયો હતો. બન્ને ધર્મ ગુર વર્ગમાં જન્મ્યા હતા. બન્ને ઉપર પિતા કરતાં માતાનો પ્યાર વધારે હતો બન્ને ઉપર પિતાનો ત્રાસ ભારી હતો અને બિગડેલા ધર્મના આચાર વિચાર પ્રમાણે ચાલવાનું દબાણ થયુ હતુ, અને બન્ને તે તે સમયના કુચાલોથી કંટાળીને ઘરબાર છોડી ગયા હતા, જરતોસ્તે એક ઇશ્વરને માનવાનું શિખવ્યું, અને પોતાના સમયના અનેક ઇશ્વરવાદી મતનો તિરસ્કાર કર્યો દયાનંદે પોતાના સમયની મૂર્તિઓની માન્યતાનો ત્યાગ કરવા શિખવ્યુ અને વેદમાં છે તેજ ખરૂં છે એવો બોધ આપ્યો.

દયાનંદના પિતા શિવમાર્ગી હતા. શિવનાં લિંગની પૂજા કરવાનો નાના દયાનંદને હુકમ હતો; અપવાસ પાળવાની આજ્ઞા હતી અને તેમ ન કરે તો મોટામાં મોટાં પાપનો ભય અપાયો હતો. એક રાત્રે શિવનાં મંદિરમાં જપતપ કરવા પિતા પોતાના આ પુત્રને બહુ દબાણ કરી લઇ ગયો. આખી રાત્રી જાગરણમાં કહાડવાની હતી. મધરાત થઈ કે મંદિરના સેવકો સઘળા ઉંઘી ગયા દયાનંદને આજ્ઞા હતી તેમ તેઓ જાગતા બેઠા હતા. બીજા જેઓ જપતપ કરવા આવેલા તે પણ ઉંઘી ગયા, અને દયાનંદના પિતાજી પણ ઉંઘે હલ્લો કર્યો કે પોઢી ગયા ! આ તમાશો દયાનંદ જોવાને માટે મનન કરવા યોગ્ય હતો. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે— ' અરે ! મારી સમક્ષ પોતાના નંદી જોડે અરડાઇ પડેલો આ દેવતા કે જે ફરતો હરતો, ખાતો પીતો ઉંઘતો અને હાથમાં ત્રિશૂળ લઇને મનુષ્યોને શ્રાપ દેતો કહેવાય છે, તે શું સર્વ શક્તિવાન, મહાદેવ, જગત કર્તા હોઇ શકે ? " પિતાને જગાડી પોતાના મનની શંકા દયાનંદે તેમની આગળ જાહેર કરી, પણ તેઓ પુત્રનાં મનનું સમાધાન કરી શકયા નહિ, અને શિવ દેવતા આ કળિયુગમાં દષ્ટિએ પડી શકે નહિ એમ કહી દયાનંદનો પ્રશ્ન ખાઇ ગયા. આથી યુવાન પુત્રનું મન અપવાસ અને જપતપ અને પ્રાયશ્ચિત અને મૂર્તિ પૂજા ઉપરથી સદંતર ઉઠી ગયું. દયાનંદ ઘરે પાછા ફર્યા, અને પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને માતાએ પેટ ભરીને જમાડયા તે જમ્યા !

આ પછી લગ્ન પ્રસંગ છોડી દઇ દયાનંદ ઇશ્વરી જ્ઞાનની શોધમાં નિકળ્યા. માર્ગમાં ભીખારી બ્રાહ્મણો મળ્યા જેઓએ એમના કને જે કાંઇ હતું તે સર્વસ્વ લૂટી લીધું અને કહ્યું કે ભાઇ તારી કને હોય તે જેમ વધારે તું અમોને આપી દેશે તેમ આવતા ભવમાં તને લાભ થશે. ધર્મ ગુરૂઓ આવાજ હશે ખરા કે ? દૈવયોગે સીધપુર ખાતેના મેળામાં દયાનંદ પોતાના પિતાના હાથમાં સપડાઇ ગયા, પણ ઘરે પાછા ફરે તે આગમજ એમનાં મનને રૂચ્યું નહિ તેથી સિપાઇઓના કબજામાંથી છુટી નાઠા, પરમાનંદ પરમહંસના ચેના બન્યા, દયાનંદ સરસ્વતિનું નામ ધારણ કર્યું યોગ વિદ્યાનો અભ્યાસ કીધો, માંસાહારી ' બ્રાહ્મણોનો ભેટો થયો તેમનાથી ત્રાસ પામ્યા, તેમના " તંત્ર " નામના બિભત્સ પણ " પવિત્ર " ગણાતા ગ્રંથો વાંચી કમ કમ્યા, અને ધર્મ ગુરૂને નામે ઠગારાઓ દુનિયામાં અનીતિનો કેટલી બધી હદ સુધી ફેલાવો કરી શકે છે અને ભોળાં, અભણ, વ્હેમી લોકોને ઠગી મૂકે છે તે માટે અફસોસ કીધો.

પોતાના અંત આગળજ દયાનંદે દુધ અને ભાત ઉપર અને છેવટે માત્ર દુધ ઉપરજ નિર્વાહ કરવો ચાલુ રાખ્યો હતો, અભણ લોકો કેટલી હદ સુધી ભોળાં અને વ્હેમી હોય છે તેનો એક રમુજી દ્રષ્ટાંત સ્વામિજી પોતેજ આપી ગયા છે તે આ ઠેકાણે ટાંકી બતાવવો જોઇએ. તેઓ જણાવી જાય છે કે " એક દિને શિવનાં મંદિરમાં દાખલ થવાના દ્વારની સામેના એટલા પર મેં આરામ કર્યો હતો, કે જ્યાં નંદીની મોટી પથરની મુર્તિ ઉભેલી હતી આ ગોધાની પિઠ ઉપર મારાં કપડાં અને મારાં પુસ્તકો ગોઠવીને આટલે બેઠો. બેઠો હું વિચારમાં લીન થયો હતો એટલે એકાએક નંદીનાં બાવલાંના માંહેલો ભાગ કે જે પોકલ હતો તેમાં છુપાયલા એક માણસ ઉપર મારી નજર પડી, મેં તેના તરફ મારો હાથ લંબાવ્યો, જેથી તે બહુ ગભરાયો

હોવો જોઇયે, કેમકે તે પોતાની છુપાવાની જગાએથી કુદી મારી ગામ તરફ નાસી ગયો પછી મેં તેની જગા લીધી, અને પેલી જગા ઉપર લાંબો થઇને હું આખી રાત સુઇ રહેલો. સહવારમાં એક ઘરડી સ્ત્રી ત્યાં આવી અને મારા સુદ્ધાં નંદી દેવતાની પૂજા કરવા લાગી પછી તે ગોળ અને દહીંની વાટકી લઇને પાછી આવી, અને ભૂલથી મને પોતાને દેવતા સમજીને નમસ્કાર કરવા લાગી અને પેલી વસ્તુઓ મારી સમક્ષ મુકીને તેનો અંગિકાર કરવા અને તેનો આહાર કરવાની ઇચ્છા બતાવવા લાગી. મેં તેની ભુલ ભાંગી નહિ, પણ તે બુઢી સ્ત્રી જે કાંઇ લાવી હતી તે ભૂખ્યો હોવાથી હું સર્વ ખાઇ ગયો. દહીં બહુ ખાટું હતું, પણ મેં ભાંગ લીધી હતી તેના ઉપર તેણે બહુ સારી અસર કરી અને કેફની સર્વ નિશાનીઓ દૂર થઇ ગયાથી મને બહુ આરામ થયો!"

દયાનંદ તો ગયા, પણ તેમનાં નામ અને કામ જવાનાં નથી. આર્ય સમાજીઓએ એમની યાદ ભૂલવી કે ભૂલાવા દેવી જોઇતી નથી. એમના જેવા સુધારક વારંવાર જન્મ લેતા નથી, માટે કોઇ બીજો વધારે બળવાન દયાનંદ જન્મ ધારણ કરે ત્યાં સુધી દયાનંદ અને વેદ ધર્મને ભૂલવા તે એમના પ્રયાસથી ઉપસ્થિત થયલા એક ઇશ્વરવાદી મતના ફેલાવાના મહાન્ સુધારા પર પાણી ફેરવવા બરાબર છે.

---

# સ્વામી દયાનંદ અને આર્ય સમાજ સંબંધી કાંઇ કાંઇ.

---

( લેખક વાડીલાલ મોતીલાલ શાહ, સમ્પાદક, ' જૈન સમાચાર ' )

આર્યાવર્ત જેવા જૂના દેશમાં ઘણા ધર્મપંથો હોવા એ કાંઇ આશ્ચર્યકારક વાર્તા ગણાય નહિ. મહાન ઋષિઓએ મન-વચન અને શરીરની નિરંતર પવિત્રતાને પરિણામે પ્રાપ્ત કરેલી ગુપ્ત દૃષ્ટિથી જે સત્યો શોધી કહાડયાં હતાં તે તેઓએ ઉપદેશ્યાં હતાં અને તે સત્યોના સમુહને ' ધર્મ શાસ્ત્ર ' તરીકે સ્વીકારવામાં આવ્યાં હતાં. આ ગુપ્ત દૃષ્ટિવાળા પુરૂષો બધા એકજ સ્વભાવના હોઇ શકે નહિ; કોઇમાં ' જ્ઞાનયોગ ' નું પ્રાધાન્ય હતું, કોઇમાં 'ભક્તિયોગ'નું બહુમાન હતું અને બીજાઓમાં ' કર્મયોગ ' નો જુસ્સો પ્રજ્વલિત હતો. તેથી એકના એક સત્યોને કોઇએ જ્ઞાન-ફીલસુફીની ભાષામાં પ્રબોધ્યાં હતાં, કોઇએ તેજ સત્યોને ભક્તિ અથવા પરમાત્મા પરના શુદ્ધ-નિઃસ્વાર્થી-નિર્વિકારી પ્રેમનાં રૂપમાં ઉપદેશ્યાં હતાં, અને કોઇએ પરમાત્માના અંગરૂપ પ્રાણી માત્રની શારીરિક-માનસિક અને આત્મિક ઉત્ક્રાંતિ ( evolution ) માં મદદગાર થવા રૂપે એજ સત્યોને-કહી બતાવવાને બદલે ' કરી ' બતાવ્યાં હતાં.

ત્રણે માર્ગ જુદા હોવા છતાં ત્રણેનું ઐક્ય અખંડ હતું, વિવિધતામાં પણ રમણિય

એકતા હતી, અને અજ સત્યની ખુબી છે એક સુન્દર સ્ત્રી રાણીના પોશાકમાજ શોભે છે એમ કાઇ નથી ગામડીયણના સ્વાગમાથી પણ તેણીનુ સૌંદર્ય એટલુજ આકર્ષણ કરી શકે છે. નિર્મળ સત્ય ગમે તે સ્વાગ પહેરે પણ તેનુ સ્વાભાવિક નિર્મળ લાલિત્ય બદલાતુ નથી.

પરન્તુ જેમ વખત જતો ગયો તેમ તેમ ગુપ્ત દષ્ટિ વાળા પુરુષો અથવા સ્વાનુભવવાળા મહર્ષિઓ ઓછા થવા લાગ્યા, અને એમની જગ્યા પરાયા વિચારો ઉપર જ આધાર રાખનાર પડિત કહેવાતા લોકોએ લેવા માડી અને તેમ તેમ, કાઇક તો ગુપ્ત રહસ્યો સમજવાની અશક્તિને લીધે અને કાંઇક સ્વાર્થાંધતાને લીધે સત્યના નિર્મળ ઝરામા અનેક પ્રકારના વિષ રેડાવા લાગ્યા કેટલાક મદ્યમાંસના લોલુપી પડિતોએ હિંસાયુક્ત યજ્ઞોમા ' ધર્મ.' ઠરવ્યો, કોઇએ દેવોને ખુશી કરવાને માટે અમુક પ્રકારના ક્રિયા કાંડ વધારી દીધા, કોઇએ ગાડરીઆ જન સમુહને પોતાની આજ્ઞાના ગુલામ બનાવવાને માટે ગુરુ વર્ગની મહત્તા વધારીને તેમને દરેક સારા માઠા અવસરે દરવેરા આપવાની ફરજ નાખી આમ સત્ય અથવા ધર્મમા અનેક પ્રકારનો ' ભેળ ' થવા લાગ્યો અજ્ઞાન અને સ્વાર્થાંધતાથી પ્રેરાયેલી બુદ્ધિનુ એ સ્વાભાવિક પરિણામ હતુ

આમ આર્યાવર્ત એક તરફથી અધશ્રદ્ધામા ડુબતો જતો હતો ' પરવાનાવાળા ભિક્ષુકો ' ની સખ્યા અસહ્ય થઇ પડી હતી અને વિદ્યા, કળા, રાજકીય પ્રગતિ સર્વ બાબતમા આ ખાનદાન પ્રજા ' પડતર પાણી ' ની માફક ગધવા લાગી હતી એ વખતે જે કેટલાક થોડા બુદ્ધિશાળી પુરુષો હતા તેમના મનના સતત એવી ઇચ્છા થયા કરતી હતી કે કોઇ જબરજસ્ત ઉપદેશક નીકળી આવે અને તે ' પોપલીલા ' અને અજ્ઞાનને હઠાવી લોકોને સુધારી શકે. આ ઇચ્છા જેમ જેમ પ્રબળ થતી ગઇ તેમ તેમ ઘણા મનુષ્યોના સયુક્ત ઇચ્છાબળથી આ દેશમાં બે માણસો બ્હાર પડ્યા તે બેમા એક ખુદ આર્યાવર્તમાજ જન્મેલા સ્વામી દયાનદ સરસ્વતી હતા, અને રુશીઆમા જન્મેલા મેડમ બ્લેવેટસ્કી નામના એક બાનુ તે બીજા હતા બન્નેને આર્યાવર્તની ફીલસુફી અને ધર્મો ઉપર બહુમાન અને ભક્તિભાવ હતો. તેમણે તે સિદ્ધાતોનો પ્રચાર દુનીયામાં કરવા ઇચ્છ્યુ પરતુ કુદરતને એમજ ઠીક લાગ્યુ કે તેઓએ જૂદી જૂદી દિશામા પ્રવર્તવુ મેડમ બ્લેવેટસ્કી અને સ્વામી દયાનદ સરસ્વતી એ બન્નેએ પ્રથમ સાથે રહીને કામ લેવા છતા થોડાજ વખતમા અમુક બાબતોની મતભિન્નતાને લીધે જુદા મડળો સ્થાપ્યા, એકે ' થીઓસોફીકલ સોસાઇટી ' અને બીજાએ ' આર્યસમાજ ' આ બેના સિદ્ધાતો શુ છે, કોણ કેટલે દરજ્જે મહત્વનુ છે એ વગેરે કહેવાનો આ લેખનો કાઇ ઉદેશ નથી, માત્ર સમય પરત્વે એટલુ કહેવુ બસ છે કે, જે જમાનામા તેઓ આ દેશમા બ્હાર પડ્યા તે જમાનામા એ બન્નેની જરૂર હતી અને બન્નેનો આશય પવિત્ર હતો તેથી બન્નેને અનેક વીરભક્તો પણ મળ્યા

સ્વામી દયાનદે બાળપણથીજ વેદના વાંચનથી લોકોની પરિસ્થિતિ ... આમ કરીને ' પોપલીલા ' સામે જગત ધુમેલ લઇ ધી સૂર્યના નામે ઘુવડોનુ જેમ કાંઇ વળતુ નથી તેમ આ અખડ બ્રહ્મચર્યવાળા-પ્રચડ મનોબળવાળા મહાત્મા આગળ ... કોઇના

લોભી ધર્મધુતાએ કાંપવા લાગ્યા. દેશમાં સ્વદેશાભિમાન, વિદ્યા પ્રેમ અને સ્વધર્મપરાયણુતાએ દેખા દીધી. હિંસાયુક્ત યજ્ઞો અને મૂર્તિપૂજાને સખ્ત ફટકો પડયો. લોકો લાંબી ઉંઘમાંથી ઉઠીને આંખો ચોળતાં ચોળતાં પણ પ્રગતિ રૂપી સૂર્યના તરફ જોતા થયા.

સ્વામીજીનું કામ એક ધર્મોધારકના કરતાં એક ' સુધારક ' તરીકેનું વધારે કહી શકાય. વેદાદિનું અધ્યયન એમણે કર્યું હતું એ વાતની ના નથી, પરંતુ ' ધર્મ ' માં ઉંડા ઉતરનારને જે 'ગુપ્ત દ્રષ્ટિ ' મળે છે–ફીલસુફી અને અધ્યાત્મ જ્ઞાનદ્વારા જે ગુપ્ત સૃષ્ટિઓ દેખાય છે તેથી સ્વામીજી અજ્ઞાત રહ્યા હતા. એમ મ્હારી અંગત માન્યતા છે–અને એ માન્યતા એમના પ્રત્યેના મ્હારા બહુમાન છતાં સત્ય ખાતર કહ્યા સિવાય રહી શકતો નથી. ધર્મના નામે જે ઢોંગ ચાલે છે તે તોડવામાં સ્વામીજી જેવા કુશળ પુરૂષો થોડાજ થયા હશે. અને આ મુડદાલ થઇ પડેલ દેશમાં વીર–રસ ઉત્પન્ન કરતાર પણ તે જ નર હતા. ગુરૂકુળો, વ્યાખ્યાનો, સ્ત્રી કેળવણીની સજ્જડ હિમાયત એ વગેરે દ્વારા ત્હેમના અનુયાયીઓએ આ દેશની અનુપમ સેવા બજાવી છે અને બજાવે જાય છે.

' **આર્ય સમાજનાં કામકાજ જોતાં** દરેક **ભારતવાસીએ** ત્હેમાંથી ઘણું શિખવા જેવું છે. સ્વદેશ સેવાનો ત્હેમનો ગુણ તો દરેક ધર્મના અનુયાયીઓએ શિખવો જોઇએ છે. વેદોમાં યજ્ઞ નિમિત્તે હિંસા કહી નથી અને એવી હિંસા કરવી કે માનસિક હિંસા કરવી એ પણ મહાદોષ છે એમ પ્રબોધનાર આ **સમાજ**માંથી બ્રાહ્મણોએ શિક્ષણ લેવું જોઇએ છે, મૂર્તિ પૂજાથી વ્યક્તિ તેમજ દેશને થતાં નુકશાનો સમ જાવનાર આ **સમાજ**માંથી વૈષ્ણવ, જૈન, વગેરેએ શિક્ષણ લેવું જોઇએ છે. આત્મભોગનો જુસ્સો શિખવો હોય એવા દરેક વર્ગે–ખાસ કરીને એ જુસ્સાથી તદ્દન વંચિત એવા **સ્થાન**ક વાસી જૈન વર્ગે–આર્યસમાજના કેટલાક ઉત્તમ અનુયાયીઓના જ્વલંત દાખલાનો અભ્યાસ કરવો જોઇએ છે. શિક્ષણ પદ્ધતિના અનુભવ લેવા ઇચ્છનારે સમાજની કાંગડી ખાતેની ગુરૂકુળની સંસ્થામાં એકાદ માસ રહી અનુભવ મેળવવો જોઇએ.

આમ દરેક ધર્મવાળાને **આર્યસમાજ**માંથી ઘણું શિખવાનું છે તે સાથે **સમાજના** એક મિત્ર અને પ્રશંસક તરીકે કહીશ કે **સમાજે** પણ બીજા ધર્મોમાંથી ઘણું શિખવાનું છે. જ્યાં કુહાડાની જરૂર છે, ત્યાંજ માત્ર કુહાડો વાપરવાનો રાખી બીજે બધે તો નમ્રતા રાખવામાંજ દેશને વધુ લાભનો સંભવ છે, એ વાત સમાજે ભૂલવી જોઇતી નથી. ' ફલાણો ધર્મ જૂઠો છે ' એમ કહી લોકોને ઉશ્કેરી મૂકવા કરતાં ફલાણો સિદ્ધાંત કે માન્યતા યુક્તિવિહિન છે એમ કહી લોકોને પોતા પાસેનો સિદ્ધાંત સમજાવવાની દરકાર કરવામાં આવે તો વધારે સહેલાઇથી અને વધારે મહત્વના ઉપકાર થઇ શકશે. એકજ ધર્મમાં અને અમુક ગ્રંથોમાંજ ' સત્ય સર્વ ' સમાયલું માનવું એ સર્વવ્યાપ્ત **પરમાત્માને** જુઠો પાડવા બરાબર થાય. જૈનોની સ્યાદ્વાદશૈલિ, થિઓસોફીસ્ટોનું અધ્યાત્મ, અને **સમાજીસ્ટો**નો કર્મયોગ એ ત્રણનું મિશ્રણ જે નરમાં હશે તે આ દેશને ઘણોજ ઉપકારી થઇ શકશે.

દરેક વ્યક્તિએ તેમજ દરેક સમાજે આજના કરતાં કાલે આગળ વધવાની ઉમેદ રાખવી જોઇએ. આપણા અમુક પૂર્વજો કહી ગયા છે એજ ' સત્ય સર્વ ' છે એમ માનીએ

તો આગળ વધવાપણું રહેતુંજ નથી. અમુક ક્ષેત્ર અને અમુક કાળમાં તે પૂર્વજોને બી-જાઓ કરતાં વિશેષ જ્ઞાન હતું. અને તેઓએ તે દેશ-કાળમાં સારી દેશ-સેવા બજાવી હતી પરંતુ અપાર લીલાઓથી ચમત્કારોથી ભરેલા આ વિશ્વનો પુરેપુરો પાર કોઇ સ્થુલ ચક્ષુ કે લેખિની પામી શકે નહિ. માણુસે આગળને આગળ વધતા રહેવું જોઇએ અને એમ આગળ વધવામાં પૂર્વના મહાત્માતાઓનું જ્ઞાન પોતાની મદદમાં લઇ આ કાળના આ તથા બીજા દેશના હરકોઈ ધર્મના વિચારકો ( Thinkrs ) ના જ્ઞાનનો લાભ લેવો જોઇએ. મારો આશય સમજવામાં ભુલ ન થાય તે માટે અત્રે કહેવું જોઇએ છે કે, દેશમાંના કોઇ પણ ધર્મની કુરીવાજો અને જડ વાદો વિરૂધ્ધ ન બોલવું એમ હું હરગીજ કહેવા માંગતો નથી. એવા પોકારની હમેશાં જરૂર છે અને 'જેઓ ખરે વખતે સખ્ત થઇ શકતા નથી તેઓ માણુસજ નથી. એમ એક ઋીતસુફનાં વચનને હું હમેશાં બહુ માન આપતો આવ્યો છું. પરંતુ ખાસ કરીને જેઓ 'ઉપદેશક' તરીકે બહાર પડે છે તેમણે ઘણા ગંભીર અને શાંત વિચારક બનવું જોઇએ .છે. ભાષણુની છટા પર ઘણા લોકો મોહે છે, તથાપિ જાયુની અસર તો ગંભીરતાથી અને શાન્ત વિચાર બાદ કરાવલા ઉપદેશથીજ થાય છે. માત્ર દિગ વિજયની ધૂન અને પોતાની વાહ પટુતાની વાહ વાહ એ ખાતર ઉપદેશક બનનારાઓ કોઇ સમાજને લાભ નહિજ કરી શકે.

• પતીતને પાવન કરવાનું જે કામ સમાજે ઉપાડી લીધું છે તે અત્યંત પરોપકારી છે. અને તે સાથે જ્ઞાતી ભેદોને બાળી મૂકવાનો તેમનો પ્રયાસ દેશને અત્યંત હિતાવહ છે એમ કોઇ પણ વિચારક કહી શકશે અને તે સર્વ તે મહર્ષિના ઉપદેશનું પરિણામ છે. સમાજના આગેવાનો અને ઉપદેશકો જો **સ્વામી** રામતીર્થના લેખો પણ વાંચવા-વિચારવા કૃપા કરે તો સમાજને હજી ઘણા સારા પાયા પર મૂકી વધારે સંગીન દેશ સેવાનું કાર્ય બજાવી શકાશે.

પંજાબ તરફમાં સમાજને ઘણા સારા સ્વયં સેવકો મળી રહે છે; પરન્તુ ગુજરાત -રોતડ ગુજરાત-વ્યાપારી ગુજરાત સમાજની કદર કરવામાં ઘણીજ પછાત છે. આ તરફનું ગુરૂકુળ મધ્યમસરનું છે, આ તરફના ઉપદેશકો પણ મધ્યમસરના છે. આ તરફની સખાવતો પણ ફીકકી પચ્ચ છે, માટે એ જરૂરનું છે કે એકાદ પંજાબી મહાશયને આ તરફમાં રાખી એમના ઉપદેશથી અને એમના પોતાના આત્મભોગના જીવતા દાખલાથી આ તરફના સામાજી-સ્ટોમાં જુસ્સો પ્રેરવો.

ગુજરાતમાં **સમાજના** વિચારો ફેલાવવાનું શ્રેષ્ટ સાધન **'આર્ય પ્રકાશ' સાપ્તાહિક પત્રછે.** 'ગુજરાતી' પત્રમાં ઘણીવાર સ્વચ્છંદી બકવાદ થાયછે તેહેને મર્યાદિત સીધો જવાબ આપનાર કોઇ હોય તો 'આર્ય પ્રકાશ'જ છે. આવા પત્રને કોઇ વિદ્યાવિલાસી ગૃહસ્થ દસ-પંદર હજાર રૂપીઆની સ્હાયતા કરી વિસ્તૃત રૂપ આપે તો સ્વેચ્છાચાર અને આપ ખુદીઓને સજ્જડ થાપ પડવા ઉપરાંત ગુજરાતમાં એક સારા શિક્ષક જેટલો ઉપકાર એ પત્ર કરી શકે તેમ છે.

આ પત્રના હાલના સમ્પાદક મ. પરધુભાઇની શૈલિ વિચારવંત, ઠંડ્સ, શાન્ત, અને નિ઼ ભે હોઇ એ પત્ર આજે માનવંતું અને દેશોપકારી થઇ પડ્યું છે. એને બહારના લેખકોની ..જી

ઘણી જરૂર છે, જે માટે કાંઇ યોજના ઠરાય તો ઠીક. આ પત્ર કલહથી જેમ બને તેમ દૂર રહેવાને હિમાયત કરે છે અને જુદી જુદી કોમો સાથે ભાઇચારો-પોતાના સિધ્ધાંતાને ધક્કા કર્યા સિવાય તે વધારવાની ત્હેમની પધ્ધતિ અતીવ શ્લાઘનીય છે. બીજા સમાજીસ્ટો એ પધ્ધતિ ગ્રહણ કરશે તો પોતાને સમાજને તેમજ દેશને ઘણો લાભ કરી શકશે. કેટલાક પ્રાંતોમાં જૈનો અને સમાજીસ્ટો વચ્ચે તેમજ સમાજીસ્ટો અને ઇતર જનો વચ્ચે હમેશ વાગયુદ્ધ ચાલ્યાં કરે છે, જે કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી; એટલુંજ નહિ પણ જતું કરવા જોગ પણ નથી. દરેક સુજ્ઞ આર્યે એવો અગ્નિ બુઝાવવા બનતું કરવું જોઇએ. મીઠી બુલબુલને સ્વેચ્છાથીજ ઉડવા દો—એને કોઇ પાંજરામાં પૂરવાની નિર્દયતા કરશો તો મધુર ગીત સાંભળવા નહિ પામો. ‘ધર્મ’ પણ જ્યારે ‘મ્હારો’ કે ‘ત્હમારો’ બનશે ત્યારે ત્હેની સ્વાભાવિક મીઠાશ જતી રહેશે; એને સર્વનોજ રહેવા દો જેને એનો અવાજ મીઠો લાગશે તે તે સાંભળવા થોભશે અને બીજાએ ચાલ્યા જાય ધર્મની સારંગી વગાડયાજ કરો; જેઓ શોખીન હશે તેઓ આપોઆપ ખેંચાઇને ઉભા રહેશે. અને આનંદસાગરમાં મગ્ન બનશે. જેઓના કાન કે હૃદય એટલી હદ સુધી નહિ ખીલવાને લીધે જડ હશે તેઓને પકડીને કાનમાં જ ઝણઝણાટ કરશો તો પણ વ્યર્થ છે.

એવો શુભદિન કાહારે આવે કે આર્યાવર્તના તમામ ધર્મો અને જ્ઞાતિઓના મનુષ્યો એક બીજામાંથી ગુણ અને જ્ઞાન મેળવવાના શોખીન બની આગળ અને વધુ આગળ પ્રગતિ કરતા થાય અને ‘આ સારૂં અને આ ખોટું’ એમ બકવામાં જ ‘ધર્મ’ માનવાને બદલે પોતાને સારૂં લાગે તે **અમલમાં મુકવાના** કામનું જ ધર્મ માને અને બીજાઓના વિચાર સ્વાતંત્ર્યનો હક્ક સ્વીકારે; તથા સઘળા આર્યો એટલે હિંદના તમામ પુત્રપુત્રીઓ એકત્ર મળી વિદ્યા-આરોગ્ય-સંપતિ-હૃદયની કોમળતા અને અધ્યાત્મિક શક્તિઓ પામી આ પુરાણા મુલ્કમશહુર દેશને ફરીથી મુલ્કમશહુર બનાવો ! સર્વ શક્તિમાન દયાસાગર પરમપિતા એ દિવસ નજદીક થાઓ !

---

# સંસ્કૃતનો પ્રચાર અને સ્વામી દયાનન્દ સરસ્વતી.

( પ્રો. **જેઠાલાલ ચીમનલાલ** સ્વામીનારાયણ એમ. એ. )

યુરોપીય પ્રજામાં રોમના પોપ અને તેના કાર્ડીનલોએ પોતાની સત્તા સંપૂર્ણ રીતે જમાવી હતી. લોકોને અજ્ઞાન રાખવા એ પોપનો મુખ્ય ઉદ્દેશ હતો. જે ભાષામાં ક્રીશ્ચીઅનમતના ધર્મ ગ્રંથો લખાયા હતા તે ભાષાથી સાધારણ જનસમાજને વિમુખ રાખવામાં આવ્યો હતો. જો લોકો પોતાની મેળે ધર્મ ગ્રંથો વાંચે તો તેઓ પોતાની બુદ્ધિ અનુસાર ધર્મનાં ખરાં રહસ્યો સમજે અને પોપની સત્તા તરફ સંશયિત દ્રષ્ટિથી જુએ તેવો મોટો ભય હતો. તેવીજ રીતે હિંદુસ્તાનમાં પણ બ્રાહ્મણોએ પોતાની સત્તા જમાવવા માટે સદ્દશ ઉપાયો યોજ્યા હતા.

" स्त्री शूद्रौ नाधीयेताम् "

એ સૂત્રનો ઉપયોગ કરી તેઓએ સ્ત્રીઓ અને શૂદ્રોને વિદ્યાધ્યયનથી વિમુખ કર્યાં હતા. પોપજી સંસ્કૃત વાકયોનો પોતાની મરજી મુજબ અર્થ કરતા અને ગાંઠના પુરા પણ અકલના અધુરા માણસોને સારી રીતે નીચોવતા. આવી રીતે અજ્ઞાનાન્ધકાર ચારે બાજુએ ગાઢ રીતે વ્યાપી ગયો હતો. પોપલીલાજ ખરો ધર્મ છે એવી માન્યતાએ જડ ઘાલી હતી. ભટ્ટ મહારાજના ઉદરમાં જે મોદક પડે છે તે સ્વર્ગમાં વસતા પિતરોને પહોંચે છે એવું લોકોને સમજાવી શ્રદ્ધાદિક અવૈદિક ક્રિયાનો પ્રસાર કરવામાં આવ્યો હતો. પરમાત્માએ વૈદિક જ્ઞાન દરેક પ્રાણિમાત્ર માટે ઉદ્‌ઘોષિત કર્યું છે તે જ્ઞાનનું ખરું સ્વરૂપ કોઈ પણ માણસના જાણવામાં હતું નહિ.

આર્યાવર્તને આવી અધોગતિમાંથી બચાવવા એક ખાસ મહાપુરૂષની આવશ્યકતા હતી કારણ કે હિંદુધર્મનું બાહ્ય સ્વરૂપજ આર્યનો ધર્મ છે એમ સમજવાથી ઘણા કેળવાયેલા ( અલબત્ત પાશ્ચાત્ય પદ્ધતિ ઉપર ) માણસોને હિંદુધર્મ ઉપર ઘૃણા ઉત્પન્ન થઈ હતી. ઇંગ્રેજી કેળવણીના પ્રચારની શરૂઆતમાં ઘણા કેળવાયેલા હિંદુઓએ ક્રીશ્ચીયન ધર્મનો સ્વીકાર કર્યો હતો. ક્રીશ્ચીએનીટી તરફનું વલણ ઓછું કરવા માટે બંગાળામાં રાજારામ મોહનરાયે બ્રહ્મસમાજની સ્થાપના કરી પણ આગળ ચાલતાં બ્રહ્મ સામાજીઓએ દરેકેદરેક ધર્મ તરફ આસ્થા બતાવવાથી અને ખાસ કરી ઇશ્વરસ્તુતિ કરવાની ક્રીશ્ચિયન પધ્ધતિનો સ્વીકાર કર્યાથી સાધારણ જનસમાજ તેમની તરફ આકર્ષાયો નહિં, બ્રહ્મસમાજ ક્રીશ્ચીએનીટીની એક શાખા છે એવું મનાવા લાગ્યું અને તે સંસ્થાની સાર્વત્રિક વૃદ્ધિ થવામાં આ વિચારે ઘણી ખલેલ પહોંચાડી.

આગળ વધતા જમાનાને અનુકુલ અને હિંદુઓનાં સર્વમાન્ય શાસ્ત્રોને આધારે ઉપજાવી કહાડેલાં સિદ્ધાંતોનો પ્રસાર કરવા માટે પરમાત્માએ સ્વામી દયાનન્દ સરસ્વતી જેવા મહાપુરૂષને આર્યાવર્ત્તમાં મોકલ્યો. જો કે સ્વામી દયાનન્દે ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો ન હતો અથવા ઇંગ્રેજી ઢબ ઉપર સંસ્કૃત પુસ્તકો વાંચ્યાં નહોતાં તોપણ તેમણે હિંદુઓનાં ધર્મશાસ્ત્રો ઉપર બુદ્ધિપૂર્વક મનન કર્યું હતું. અમુક સ્થળે અમુક લખ્યું છે તેથી તેને માની લેવું એ તેમનો સિધ્ધાંત નહતો પણ તેઓ તે બાબતને પોતાની બુદ્ધિ અને તર્કશક્તિ પ્રમાણે સત્ય સિધ્ધ કરી શકતા તોજ તેનો સ્વીકાર કરતા. તેથી પૈરાણિક ગ્રંથો જે જુદા જુદા સંપ્રદાયના લાભાર્થે આધુનિક સમયમાં લખાયા હતા તેનું તેમણે બુદ્ધિપૂર્વક મનન કરતાં અસ્વીકાર કર્યો. કારણ કે તે ગ્રંથોમાં બુદ્ધિ માની શકે નહિ તેવી સૃષ્ટિનિયમ વિરૂધ્ધ ઘણી કપોલકલ્પિત વાર્તાનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. છેવટે સ્વામીજીએ નિશ્ચય કર્યો કે પરમાત્માનો નિશ્વસિત રૂપે પ્રાદુર્ભૂત થયેલા વેદ શિવાય બીજો ગ્રંથ સ્વતઃ પ્રમાણ હોઇ શકે નહિ. ઋષિકૃત ગ્રંથો જેવા કે ઉપનિષદ્, દર્શન ઇત્યાદિ વેદાનુકુલ હોય તોજ પ્રમાણ થઇ શકે અને તે શીવાયના પૌરાણિક ગ્રંથો જે આધુનિક સમયમાં સાંપ્રદાયિકોએ પોતાના સ્વાર્થ માટે રચ્યા છે તેમનો પરિત્યાગ કરવો જોઇએ.

સ્વામી શ્રી દયાનન્દ સરસ્વતીએ આ પ્રમાણે આર્યધર્મના પ્રામાણિક ગ્રંથોનો નિર્ણય કર્યો. વેદાદિ સચ્છાસ્ત્રોના અધ્યયનનો લાભ દરેકેદરેક વ્યકિતને મળી શકે તેવો તેમનો ચોકસ

અભિપ્રાય હતો. પરમાત્મા સંબંધિ વિજ્ઞાન કોઇ અમુક જાતિનો ઇજારો હોઇ ન શકે પણ તે જ્ઞાન વાયુ જલ અન્ન આદિ ઇશ્વરી બક્ષીસોની માફક નાનાથી મોટા સુધી સઘળા માણસોને સરખી રીતે મલવું જોઇએ, તેવું સ્વામીજી હમેશ કહેતા. સ્વામીજી પોતાના સિદ્ધાંતના ટેકામાં પરમાત્માના ઉદ્‌ગાર ઋગ્વેદમાંથી નીચેનો મંત્ર ટાંકતા.

यथेमां वाचं कल्याणी मावदानि जनेभ्यः ।

આ વૈદિક વિજ્ઞાન હું કોઇ પણ પ્રકારના ભેદ શિવાય દરેક મનુષ્યને માટે ખોલું છું એવા સ્પષ્ટ શબ્દોમાં પરમાત્માએ પોતાનો આશય સમજાવ્યો છે.

આ પ્રમાણે સ્વામીજીએ દરેક માણસ માટે વેદાધ્યયનના દ્વાર ઉઘાડાં મુક્યાં. જે ગ્રહસ્થ પોતાનું અસલ આર્ય સ્વરૂપ પુનઃ પ્રાપ્ત કરવા માટે વૈદિક ધર્મમાં દાખલ થાય છે તેને અમુક અમુક બાબતો બાબા વાક્યં પ્રમાણં એમ કહી માની લેવાની નથી પણ તે સઘળી બાબતોનો પોતાની બુદ્ધિ મુજબ વેદાનુકુલ નિર્ણય કર્યા બાદ તેનો સ્વીકાર કરવો તે તેનું મુખ્ય કર્ત્તવ્ય છે. તેથી સ્હેલાઇથી જણાઇ શકશે કે આર્યસમાજનો નાનો કે મોટો સભાસદ હમેશાં સ્વાધ્યાયની પદ્ધતિ મુજબ સામાજીક ગ્રંથો વાંચે છે અને તેનું મનન અને નિદિધ્યાસન કરે છે. સંસ્કૃત નહી જાણનાર મનુષ્ય પણ સમાજના પરિચયમાં આવતાંજ વેદમંત્રોનું સ્પષ્ટ ઉચ્ચારણ કરતાં અને તેનો અર્થ સમજતાં કુદરતી રીતે વગર મહેનતે શીખી શકે છે.

સાધારણ રીતે પંજાબમાં સ્વામીજીએ વૈદિક ધર્મનો ધ્વજ ફરકાવ્યો તે પહેલાં ઘણા ખરા મનુષ્યોનું અને વિદ્યાર્થિઓનું વલણ ઉર્દુ ભાષા તરફ હતું. પાશ્ચાત્ય કેળવણી લેનારા ઘણા ખરા યુવાનો ઉર્દુ કે પરસીયન ભાષાનો બીજી ભાષા તરીકે અભ્યાસ કરતા અને પોતાની માતૃભાષા સંસ્કૃતને ભુલી જતા પણ સ્વામી દયાનંદ સરસ્વતીએ સંસ્કૃતના પ્રાચીન ગ્રંથોને ભંડાર તેમના આગળ ખુલ્લો મુક્યો તે વખતથી તેઓ સંસ્કૃત તરફ સારી રીતે આકર્ષાયા સરકારી નિશાળો અને કોલેજોમાં સંસ્કૃતના અધ્યયનની સગવડ નહી હોવાથી ઘણા વિદ્યાર્થીઓને સંસ્કૃત બીજી ભાષા તરીકે શીખવવાની વિટંબણા પડતી. સંસ્કૃત શીખનાર ઓછા હોવાથી જે ભાષા તરફ ઝાઝાનું વલણ તે ભાષા લેવા તરફ ઘણા ખરા દોરાતા હતા. આવી અગવડો દુર કરવા માટે લાહોરમાં દયાનન્દ એંગ્લો વૈદિક હાઇસ્કુલ અને દયાનન્દ એંગ્લો વૈદિક કોલેજની સ્થાપના થઇ. આ કોલેજમાં દાખલ થનાર દરેક હિંદુ સદગૃહસ્થને બીજી ભાષા તરીકે સંસ્કૃત લેવાની ફરજ પડે છે. પંજાબ જેવા મુસલમાનોના પ્રાધાન્યવાળા દેશમાં પણ આવી રીતે સ્વામીજીના પ્રતાપે સંસ્કૃત ભાષાનો ઉત્કૃષ્ટ પ્રચાર થવા લાગ્યો. બ્રહ્મચર્ય સાથે વિદ્યાભ્યાસ કરવો એ પ્રાચીન મહર્ષિઓનો સિદ્ધાંત હતો. તે સિધ્ધાંત આધુનિક સમયમાં બીલકુલ વિસ્મૃત થયો હતો. સ્વામીજીએ પ્રાચીન મહત્તાનાં જે ચિત્રો રજુ કર્યાં હતાં તેના આધારે વૈદિક ધર્માનુયાયીઓનું લક્ષ ગુરૂકુલની સ્થાપના તરફ ખેંચાયું. આજ કાલ હરદ્વાર ગુરૂકુલનું નામ હિંદુસ્તાનના દરેકદરેક ઘરમાં સંભળાતું હશે ત્યાં સંસ્કૃત ભાષાનું એટલું ઉત્તમ જ્ઞાન આપવામાં આવે છે કે ત્યાંથી ઉત્તીર્ણ થયેલા બે સ્નાતકો એ કલકત્તા જેવા વિદ્વાન પ્રચુર શહેરમાં પોતાની સંસ્કૃત બોલવાન

બોલવાની છટાદાર પદ્ધતિથી ઘણા વિદ્વાન લોકોને પણ છક કરી નાંખ્યા હતા એવું પાંચ છ માસ ઉપર દરેક આર્ય બન્ધુએ સાંભળ્યું છે અને તેને માટે તેઓ યોગ્ય રીતે મગરૂર થઇ શકે. જે બ્રાહ્મણો નિરક્ષર ભટ્ટાચાર્ય રહેતા તેમને પણ ભાસવા લાગ્યું છે કે આર્યસમાજ જેવી સંસ્થાની આગળ વિદ્યાભ્યાસ કર્યા વિના પડી રહેવું તેમને પરવડશે નહીં. તેઓને પણ હવે સંસ્કૃત ભણવાની ફરજ પડવા લાગી છે.

ખરેખર સ્વામીજી નહોત તો જેવી રીતે મદ્રાસમાં સેંકડે પચીસ ટકા ઉપરાંત માણસો ખ્રીસ્તી થઇ ગયા તેવી રીતે પંજાબ અને સંયુકત પ્રાંતોમાં પણ ઘણા કેળવાયેલા માણસો ખ્રીસ્તી ધર્મના પંજામાં સપડાઇ જાત અને પોતાના ધર્મથી અને માતૃભાષાથી વિમુખ થાત પણ આર્યાવર્તના સદ્ભાગ્યે સ્વામી દયાનન્દ સરસ્વતીનું આગમન થયું અને તેમણે વૈદિક ધર્મને પુનઃ સજીવન કર્યો દરેકે દરેક હિંદુએ પોતાના ધર્મગ્રંથ વેદનું આંગોપાંગ અધ્યન કરવા માટે સંસ્કૃત ભાષા નાની અથવા મોટી ઉમ્મરે ગમે ત્યારે શીખવા પ્રયત્ન કરવો એ જરૂરનું છે.
**ओम् शान्तिः**

---

# महर्षि प्रतीक्षा

वंशस्थ वृत्तम्

श्रियः समंतादनि वारितै क्रमैः ।
तिरस्कृतासंतर मानव क्रमैः ॥
पराक्रमा क्रान्तजग त्रयैरिदं ।
न्यषेवि चर्ष गुणवर्षि भारतम् ॥ १ ॥
अभूद्विभूद्भूतिभिरुद्धैस्ततं ।
भुव सुरैः शूरतमैश्च बाहुजैः ॥
सुवार्तसेवापरमोरुपादजैः ।
सदाद्दतैर्वेदपथैश्च स्तुत्ततैः ॥ २ ॥

तोटक

अनिवार्यतया समयस्य गते-
स्थवा पतनान्त समुच्छ्रयणात॥
श्वानकैस्तदिदं घृतदुर्नयकं ।
समवापदनार्यपदानुसृतिम् ॥ ३ ॥

वसंत तिलकम्

नानाविधैर्मतसमीरगणैः समंता-
दुत्थापितेन रजसा नयनान्धनीता ॥
व्याप्तं मनीलिनयनं न तथापि जातं ।
चित्रं रजोगुणि महीं च तमः प्रधाना ॥४॥
पूज्यव्यति क्रमणपूजनहीन पूजा-
निघ्नं दुरायति नु भारतमञ्जसेव ॥
वीक्ष्यर्षयो वृजिनमानवसङ्गजातं ।
स्वे पापमेष्यदिति नाकमुपेयिवांसः ॥ ५ ॥
जाज्नान्तु भारतनिरीक्षणकौतुकान्तु
दुर्नीति जालफल सम्पदवेक्षणान्तु ॥
नास्तं गता दिनकरेन्दुमुखाः सुमत्वा ।
वीक्ष्यैव शिक्षणपरं हि जगद्विभाति ॥६॥

ભોળી ભારત આર્ત ગર્ત ડુબતો, સર્વસ્વ ત્યાગી થયા
છેદ્યું મૂળ પ્રપંચનાં મૂળ થકી, એ કીધ સંકલ્પને,
નામું વીર નરેન્દ્ર કેન્દ્ર જગના, સ્વામી દયાનંદને.—૭
કર્તા દેશવિદેશ દિગ્વિજયને, શાસ્ત્રાર્થ શાસ્ત્રી સહે,
કર્તા સૂર્ય પ્રકાશ વેદ વિભુનો, પાખંડ ત્યાં કયાં રહે;
વર્તાવી જય જય ધ્વની જગવિષે, પામ્યા પ્રભુ શાન્તિને
નામું વીર નરેન્દ્ર કેન્દ્ર જગના, સ્વામી દયાનંદને—૮

**સોરઠો.**

જોધપુર જોધાણ, વીરક્ષત્રીના વંશને
લાગ્યું કલંક નિશાન, જુવાન જોગી મરણથી.
નિચ રે નન્ની જાન, જાન લઇ જોગી તણો.
શું પામી કલ્યાણ રે રે કુલટા કંચની.
સંવત ઓગણીચાર મીંડા પર મીંડુ વળ્યું
દિવાળી શણગાર, દીઠી જ્વાળા હોળીની,
આશ્વિન કૃષ્ણ અમાસ, વાસ કર્યો અવિનાશીસહ
જાણી આવે ત્રાસ, અસ્ત થયો રવિ આર્યનો.
દિવ્ય રૂપ દેવાંશ, દેવ દયાનંદ કયાં ગયા,
આપ આર્યનો વંશ, પામે કષ્ટ અનાર્યથી.
જાણી દેવ દિલદાઝ આવાં અવતારી થઈ,
કરો સૃષ્ટિ સામ્રાજ્ય, આર્યાવર્ત શિરોમણી.

**ઉપેન્દ્ર**

એ પ્રાર્થના છે પ્રભુપાસ મારી, દુઃખે દુભાતા દિન લ્યો ઉગારી,
તારો ઉતારો ભવપાર પોતે, મારો મરેલા શિદ વિભુ મોતે

**છંદ માલિની**

નવિન જીવન દીધું આ ભુમી ભારતીને,
જડપણું હરિ લીધું શુદ્ધિ ભારતીને
જીવન જીવન તારૂં છે દયાનંદ સ્વામી.
જીવન મરણ જેનું અન્યનું જન્મ પામી.

**છોટાલાલ રૂખદેવ કવિ.**

---

## ધર્મવીરનાં પુણ્યસ્મરણ

( સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઈએ. એ રાહે ગવાય છે )

**ગઝલ–૧**

સ્વજન ગણના વિનાયક ! ધર્મ વીર ! મૂર્તિ દયાની
કસાતાં તું ગયો ચલવી ચમક કંઇ ચેતનાની:
સુવિદ્યાનાં દીઠી સિદ્ધિ મહાલક્ષ્મી સમૃદ્ધિ
સદા વ્રત એમનાં બાંધી બતાવી તે સુબુધ્ધિ !
દુભાયલા હીન્દનાં કંઇ દોહેલાં દુઃખડાં પીછાની
સપૂત ! તેં જન્મભૂમિને મનોરથમાં મ્હલાવી:
ઉડી આશા ભર્યો ત્યાં તો ઉડયો તું હીન્દનંદા !
રહી દુઃખધીર અમને તુજ સ્મૃતિ સંજીવની શી:

૨

મળસ્કાની મઝા જેવી ઝલક કંઇ ઔર ત્હારી !
ઉઠી આવ્યો ઉઠી ચાલ્યો ઉજળી જીંદગાની !
મ્હલાવી માડી જાયા શી રચી માયા મજાની !
વિષમ વ્યવહારની ચાવી દયાનન્દે બતાવી !
" યથા રાજા તથા સુપ્રજા " પ્રેજાજનના રચીએ-
બ્રિટન સમ્રાહીન્દીયે ધરવી ધ્વજા જય વેર્મ ફેરી
ન મેલે પોપચે પીડા ધરી તેં કઈ પતિતની:
અધૂરે બોલ કંઇ ખુટી બતાવી તેં પ્રીતિની ;

૩

પ્રભા પ્રકટાવી આત્માની અચલ ચંચલ જીવનમાં
સુધાર્મિકતા સરલતા આચરીને તેં પ્રચારી !
અમર આશા જીવન આનન્દ આંત્યાને સ્ફુરાવ્યાં-
પ્રકટ પ્રભુતા અને સંકેત તે કલ્યાણકારીઃ-
જગતની ચાવજામાં તો રહમની રાહદારી:
ખરી ખેરાતમાં રહી છે ખુદાઇની ખુશાલી !
બની તું દીન જનોનો દાસ પામ્યો દેવમયતા:
સદા તુજ પુણ્ય સ્મરણો આમ જગવો જીંદગાની

વડોદરા ૧૩–૧૦–૧૨ **લલીત**

---

**( મરાઠી સાખી )**

શ્રી સરસ્વતી પ્રસાદ અર્પે તે પર જીવિત ધરતા
જ્ઞાનાનંદે મગ્ન રહીને જીવન સફળ જે કરતા,
રૂષિમુનીયો જેજે, વંદન કરૂં સ્મરીને તે તે
ભૂલી જઇ તેમના સદગુણો નામ તેમનું વગોવે
મૂર્તીપુજન આદી કરતો હીંદુ નામે ફરતા
રૂષિકુળ હીંસક જે, નીંદવા યોગ્ય છે તે તે.
વેદ પઠન કાજે ગુરૂકુળમાં શિશુને મોકલતા જે
તેને બદલે પિતાજી પોતે ગુરૂ થઇને બેસે
રાખે શિશુ ઘરમાં, ગુલામોની સંગતમાં
તે સર્વેને ભાન કરાવે. આર્યસમાજ સદા જે
વેદ ધર્મધ્વજ ધારણ કરીને, યશ તેના સઉ ગાજે
ભારતના તનુજે, ને સરસ્વતીના અતુજે
પ્રભુ દયાનિધિ સઉકે જાણે અંશ તેમનો લાવો
દયા ધર્મ ફેલાવી જગમાં દયાનંદ ગુણ ગાવો
વિધવાના જીવને સુખ સાગરમાં મૂકીને
રામ કૃપાળુ સાગર તરીને ગયા લંકા ગઢમાં
તેમ તમે સઉ જઇ પરદેશે સમુદ્ર તરીને સંઢમાં
લાવો વિદ્યાને, હુન્નર કૌશલ્ય કળાને

દયાનંદ ઉપદેશ ગૃહીને વેદ ધર્મને જાણો
સાચી ઈશ્વર ભક્તિ કરીને, શુદ્ધ ધર્મને પાળો
ઋષિના ગુણ ગાતા, ને સમાજને અનુસરતાં

શંભુલાલ બેચરલાલ

---

## દયાનન્દ વિરહ.

૧

ઈશ્વરના સ્નેહી ઓ ! શશધર શાન્તિદા !
શાન્ત કિરણ શાં વેર્યાં વસુધા વાટમાં !
ડાઘ વિહીન રસ ધવલ શીતલ પિયૂષનો,
રેડયો ત્હેં મસ અમ નિત્યના હિત માટ જો !
આનન્દી ઓ ! દયાનીધિ દિવ્ય કાન્તિના !
ભ્રાન્તિ ને ભય, તિમિર ટળ્યાં તુજ તેજથી,
તેજ પ્રતાપે પડદો ટળી કાંઇ નેત્રનો,
તરશી આંખે ઝાંખી હોતી દેવની !
ચાખ્યાં પુનિત–ફળ ચખાય વળી તરૂફેનનાં !
તરૂ દીપક સન્ત સાચા ! વરમ વિશ્રાન્તિદા !
નિર્મલ ઝરણું ઝરતું જે ગિરિથી યદિ !
વહેવા પથ કીધ ઉતરી ત્હેં એ માંહ્ય જો !
વલ્લભ ! એ ઝરણાની વ્હેવરાવી નદી !
પાન કરંતાં પતિત તે પુંનિત થાય જો !
નામ સમાં કરી કામ–થયેલા નામિયા !
એવા રે ! ઓ દિવ્ય મણિ ! દિવ્ય દેશના !
અમને તજી કાં વિચર્યો આમ વિદેશ જો !
મળવા તલફે મારત્ સમાન બગેશ હા !
મન પેટ મ્હોટાં પણ દધિ સમ એરાજે !
વિદેહી ઓ સ્નેહી ઇશ્વરના માનિના !
વિચર્યો કિન્તુ વિસર્યો ના વિસરાય તું,
તેજોમયી તુજ કિરણ તજ્યાં ન તજાય જો !
ઝીણાં છીદ્રથી ઉતરેલાં ઉરમાંય જે,
પાડંતાં જે પ્રકાશ આ સર્વાંગમાં !
સુરસદનના ભોગી યોગી શાન્તિદા !
જતા જતાં અત્ર મૂકયો મિત્ર પવિત્ર ત્હેં,
અનેરી અમને આશા એની ઓથથી,
સંસર્ગે પામીશુ ત્હારા ચિત્રને,
પામીશુ પરિણામે ય ત્હારી ગોઠડી !
વિદ્યા વિલાસી વાસી વીર ! દીન્દના !

શેઠ કેશવલાલ

---

## દયાનંદ વિરહ.

### રચનાર, વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ

ચાલ હરિગીતની ( સોરઠની ગઝલ–સયેર ઇત્યાદિમાં ચાલે )

સંસ્કાર જે નર પૂર્વનો, વયુનય વિષે લઈને ઉઠયા;
સબધિયો જે પુરૂષ પ્રત્યે દોપની નજરે રડયા,
પણ નર હડયા ચાલ્યા ગયા પ્રેર્યા પ્રભુના વતનથી,
એવા દયાનંદ ઋષિનો વિરહ સહન થાતો નથી ૧
જ્યાં જ્યાં ગયા ત્યાં પ્રથમ તો કંઇ અંતરાયો બહુ નડયા;
યોગી થવાના વેગ તોયે રંચ ઢીલા નહિ પડયા;
છેવટ મળી શાન્તિ હિનાવહ, સ્વામી વિરજાનંદથી;
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થાતો નથી ૨
સેવા કરી ગુરુની ઘણી, નિર્મળ ધરી ઉરભાવના,
ગત ભવ તણા અભ્યાસથી પૂરી કરી મનકામના,
વેરાયવુ જોતુ પડી પડે, જેમણે પાખંડથી,
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થાતો નથી ૩
મત પંથને નામે નિહાળી, દેશની પડતી ઘણી,
રૂઢી અને વહેમો વડે પણ દશા જોઈ દયામણી;
આવી પડીથી બ્હાર ઝુઝયા, જે પૂરા ઉત્સાહથી;
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થાતો નથી. ૪
જેણે પ્રખર વકતૃત્વથી આ દેશને જાગૃત કર્યો,
જેનો પરમ ઉપદેશ ઘટઘટ, પાત્રહૃદયે જઇ ઠર્યો;
જેણે કરાવી આત્મશ્રદ્ધા, વેદ ને વેદાંગથી,
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થાતો નથી ૫
ઉત્કર્ષ ઈચ્છિયો જે નરે, આ અખિલ ભારતવર્ષનો;
પાડન પડન શુભ સૂચવ્યું, એ દિવસ કેવા હર્ષનો !
પ્રાચીન ચારે વર્ણની ખૂબી બતાવી ખંતથી,
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થતો નથી. ૬
પોતે બન્યા દૃઢ બ્રહ્મચારી, અવરને પણ બોધીને;
પકકા બનાવ્યા બ્રહ્મચારી, સ્નેહપૂર્વક શોધીને,
સિદ્ધાન્ત સમજાવ્યા સરલ, બહુ શાસ્ત્રને જાતે મથી;
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થાતો નથી. ૭
જેવું હૃદયમાં, શબ્દમાં પણ, તેવું જે દર્શાવતા,
જે સત્ય માટે મનવિષે સૌકાય શતનત પામતા,
જે પુરૂષની હિંમત તણી, વાતો ન જાય કરી હરી,
એવા દયાનંદ ઋષિનો, વિરહ સહન થતો નથી ૮
આતુર બની બહુ જાય જોવા, રાજાઓ પગ પે પડી;
એવી હતી વૈરાગ્ય સાને, મગની જેની ઘડી,
જેના સમીપ ન થાય કિંચિત્ ઉથા ભાસ્યું દંભથી;

એવા દયાનંદ ૠષિનો, વિરહ સહન થાતો નથી. ૯
જે પરમ સ્થાન વિષે રહી, શમ દમ સમાધી સાધતા
જેના પળો વિધ વિધ ક્રમે અભ્યાસમાં ચાલ્યા જતા
જે પ્રતાપી પુરા હતા. આચાર તેમ વિચારથી:
એવા દયાનન્દ ૠષિનો વિરહ સહન થાતો નથી. ૧૦

### કવિત-મનહર

એક દાયકો વધારે, જગતમાં જીવ્યા હોત;
ઉખેડી નાંખત તો તો, બીજ બાળલગ્નનું;
કન્યાવિક્રય તણો, પ્રચાર ન થવા દેત,
ચાલવા ન દેત ગાડું, રૂઢીવશ અજ્ઞનું;
ખરા બ્રહ્મચર્ય કેરૂં ગૌરવ વધારી દેત,
મખલ જમાવી દેત, ઠામ ઠામ યજ્ઞનું;
અફસોસ ! રહ્યા નહિ **મહર્ષિ દયાનંદ**
રહ્યા હોત તો જરૂર, માન થાત સુજ્ઞનું. ૧૧
બ્રહ્મચર્ય પાળી બનો, ભીમ જેવા ભ્રાતૃગણ;
ઐકયથી તમારૂં શ્રેય, ઇચ્છશો તેવું થશે;
પઠન પાઠન દ્વારા આત્મા બળવાન કરો;
તમારી આગળ રમા જેથી દોડી આવશે;
માત્ર સ્વાર્થ સાધી નહિ, અંતરમાં રાજી થાઓ;
પરમાર્થ સાધવાથી, અપાયો આઘા જશે;
આવા કલ્યાણકારી, **દયાનંદ** વિના કોણ,
વદે **શ્યામસુત** શબ્દો, મુખથી ઉચ્ચારશે ? ૧૨
દેશની પ્રગતિ કાજે. અવિશ્રાંત યત્ન કર્યો,
કોઇની પરવા ન રાખી સત્યના કથનમાં;
ખાનપાન નિદ્રાતણી સમય પરત્વે કદી
દરકાર કરી નહિ, મહદ્ મથનમાં;
ભિન્નતા ન માની કશી, વન ઉપવન અને,
ગરીબના કુબામાં કે ઉત્તમ ભવનમાં;
અરે હાય ! એવા **દયાનંદજી** વિદાય થયા,
અચાનક એકદમ સ્વર્ગના સદનમાં. ૧૩
અશ્રુઓ સુકાય નહિ, મનડું મરાય નહિ,
વારંવાર નામ જેનું, સ્નેહથી સંભારીયે,
વિપરિત ગતિ જોઇ દેશની રડી જવાય,
**દયાનંદ** વાણી તણું મહત્વ વિચારિયેઃ
બીજ પાત્ર હૃદયમાં, અનેક ગયા છે ખોઈ,
તેથી જરી થોડું ઘણું ફરી ધૈર્ય ધારિયે;
પણ **દયાનંદજી** તો અદ્વિતીય નર હતા,
દર્શન કરીને ક્યાંથી નેત્ર હવે ઠારિયે ?- ૧૪
કુદરતી ક્રમ વડે ગયા તે ગયાજ ગયા !
રહી ગઇ પણ જેની વાણી રૂપી વીજળી;
**દયાનંદ** દેહ ગયો આત્મા નથી પણ ગયા
શબ્દે દેશ પ્રેમીઓમાં રહ્યો છે હળી મળી;
સાંસારિક બંધનોના ત્રાસમાંથી મુક્ત થવા,
બોધ એ કરી રહ્યો છે, પ્રતિસ્થલ નીકળી;
**પરોપકારિણી સભા, આર્યની સમાજ** અને
**ગુરૂકુલ** વિષે એનો ગયો છે સદા ભળી.- ૧૫

---

## સ્વામિ દયાનંદનો સંદેશો.

### કવ્વાલી

અરે ઓ આર્ય ભૂમિના; તમે સંતાન છો પ્યારા
હમારા બોલ બે સુણજો; તમારા હિત માટેના,
ગુરૂકુળો નીહાળીને; સ્વર્ગમાં શાંતિ હું પામું
નિભાવો એ ભલી રીતે; ગણો સ્મારક એ મારૂં;
બનો રૂડા તમો માળી; ખીલાવો ફૂલની વાડી
પ્રસારો આર્ય ભૂમિમાં; સુગંધી હું અહીં ચાખું,
નહી ભુલસો તમે ભાઇ, પ્રચારક વેદ ફંડને તો
જરૂરત છે ઘણી એની; સર્વનું બીજ એનો છે,
નીહાળ્યાં ફુલનાં બાળો; સુપસ સુગંધ મળવાથી
કીધું સાફલ્ય જીવન એ; મહાત્મા નામનું પણ તેં
વધો આગળ કરી હિંમત; નહીં ડગ એક પણ હઠસો
કસોટી આ સમયનીમાં; હઠયા તો નામ પણ ખોસો
ભલે નાંખે હજારો વિઘ્ન; પાખંડી દુરાત્માઓ
અનીચળ નામ કરવાને; કરો નહીં જાનની પરવા,
કરો નહી દ્વેષ અંદરમાં; નજીવા કામને માટે
કરે જે કાર્ય ખંતેથી; નહી બે ઢીલ કરો તેને
ગરીબ ગાયો અનાથોની; અને વિધવા તણી આણે
દુઃખાવે દીલ મારાને; બચાવો એમ સંભળાએ,
કહું તે માટે આર્યોને; કરો કંઇ યત્ન ખંતેથી
સુધારી આર્ત ભારતને ઋષિ સંતાન શોભાવો
હજારો હિંદના બાળો મરે છે પાવ ટુકડાથી
સાઠી એક અન્નને માટે, અને બે હાલ તેના તો
ખરીદી જાય વિધર્મી, બનાવે ખ્રીસ્તી મુસલ્માં
તમેં ધનવાનને ધર્મી, ગણાઓ નીજ ઉદર ભરવા
કરો રક્ષણ અનાથોનું; દીઓને દાન ફંડોમાં
તમારી લક્ષ્મીનો વ્યયતો; કરો સત્ય ધર્મ નીતિમાં
હજી છે બાળ વય માંહી; ગુરૂકુલ દેવલાલીનું
ઉદયતા જોઇને ભાઇ; સીંચજો સ્નેહ વારીથી
નહી કાળો હલાવીને; કરો બળ કુમળાં ફુલને
ખીલતાં વિઘ્ન નાંખોના; શિખામણ સાંભળી મારી
હલાવ્યું સાંભળ્યું જ્યારે; થઈ ચીંતા અતી મુજને

અમે પાગલ મહીં ખપશું અમે ડાહ્યા મહિ ખપશું .
જગતના પ્રહાર કંઇ ખમશું અમારા ધર્મને માટે
હૃદયની પ્રેમાજ્યોતિથી, લગાવી વેદની ધૂનિ
જગાવી શું બધી આલમ, અમારા ધર્મને માટે
ચડાવી પ્રેમનો નીસો, જગાવી સામના ગીતો
થઇશું વેદના બુલબુલ, અમારા ધર્મને માટે
પવનના વેગથી ધપસું, ચડાવી શુરપુર ઉરમાં
ધરીને વેદનો ઝુંડો અમારા ધર્મને માટે
પ્રભુની પાસ રાચીશું જગાવી આત્મની જ્યોતિ
**धियो योनः प्रचोदयात्** અમારા ધર્મને માટે
અમારી સર્વ વિભુતિ અમારા ધર્મને માટે
અરપીએ પ્રાણ:આહુતિ, અમારા ધર્મને માટે

**જયવચરામ**

## આવાહન

### દોહરો.

શ્રધ્ધાથી સંભારવા ગંભિર થૈ ગત જન
એનું નામજ શ્રાધ્ધ છે શુદ્ધિ બુદ્ધિ સાધન

પ્રસ્તાવિક

( ગઝલ )

જીગર જંખે નહિ જંપે કરી હીંમતની કીંમત,
ખરી નિસ્બત જાળવવા દયાનંદજી ફરી આવો,
ખુંચે ખંજર રૂચે ચેનું છવાઇ છેક ગમગીની,
દયા-આનંદ-વર્ષાવવા દયાનંદજી ફરી આવો.
ઝુરે છે હિન્દ માતા આ પનોતા પૂત્ર વિયોગે,
દિલાસો દિલથી દેવા દયાનંદજી ફરી આવો,
સુભાગી સૂર્ય થાતા અસ્ત ઘમંડી ઘુડ મલકાતા,
પુરા પાખંડ દળ દળવા દયાનંદજી ફરી આવો,
ન માને કો કહ્યું સ્હામા સતાવે છે કરી ગુસ્સો,
હઠીલાને હઠાવવાને દયાનંદજી ફરી આવો,
જમાનાને તમારી ચાહના ચાહો તમે શું નહિ ?
ઈલમ આલમને દર્શાવવા દયાનંદજી ફરી આવો.
નથી આઝિમને લાઝિમ જવું છોડી છોટાં છોરૂં,
સબક સાચા પઢાવવાને દયાનંદજી ફરી આવો,
નહિ ડરશું ભલે મરશું ભુલીશું નહિ સુણી શિક્ષા,
જપીશું બસ-જપ્યા કરશું દયાનંદજી ફરી આવો.
મીઠી માશુક સાથે ઇશ્ક—આજીમાં ભુલ્યા મહોબત,
છતાં ફરિયાદ આણી યાદ દયાનંદજી ફરી આવો,
પુકારે પ્રેમી પંખીડા વળી સાહિત્ય શોખિલા,
પુકારે દેશના ડાહ્યા દયાનંદજી ફરી આવો,
સનાતન વેદનો ઝુંડો હું ફરકાવું ભુમંડલમાં,
પ્રતિજ્ઞા એ પુરી કરવા દયાનંદજી ફરી આવો,

**ગજાનન મંછારામ દેસાઇ**

## દયાનન્દનું શિવપુજન.

કાળાં વાદળ યૂથનેય ચીરીને વિદ્યુત્ પ્રકાશી રહે,
કાળાં અંબર ભેદી સૂર્યશશીની કાન્તિ વિકાશી રહે;
કાળા સાગરમાંથી મોતી ધવલાં [1]મૃત્ કાળીથી હીરલા,
કાળા કાળ કરાળથીય પ્રકટે રાત્રી શિવા ઉજ્જવલા.
વીત્યા યુગો ભરત ભૂમિના ઘોર અંધારડા શા ! !
શું સંભૂતિ–જડપૂજનથી પાત અંધંતમે ના ?
આત્મસ્થાને અશિવ અશિવ [2] શવવત્ શૈવપૂજા જડાં'તી
આ રાતે સત્ શિવઅશિવની એક બાલે [3] ધી લીધી.
શિવરાત્રિ [4] શીવરાસ્ત્રીશી [5] વરદા ત્રાત્રી આર્યભૂની થઇ,
વિકાળ કાળી અસુરીઓમાં સીતાને ત્રિજટા કંઇ;
અંધાર ચઉદશ પુત્રી પણ ચઉદિશ તિમિર હરતી ગઇ,
મૂળશંકરાભિધાનીને શંકર રહસ્ય કથી ગઇ.
[6] ટંકારામાં આ શિવરાત્રી ટંકારા ગજવી રહી આજ,
કંપાવી ઉઠયા મંદિરને ભેરી નોબત વાદ્ય અવાજ;
મૂર્તિને શો લ્હાણ ઘણાવતો ઘંટા ઝાલર શંખ નિનાદ,
જાણે ટંકારા તેને દે અન્તિમ પ્રલય સૂચકો સાદ.

આવ્યું તહીં વિપ્રનું એક ટોળું,
જાણે બીજું ગાડર યુથ ભેળું;
તેમાં હતું સિંહનું એક બચ્ચું,
સંસર્ગ દોષે બકરૂં બનેલું.

સાષ્ટાંગ નમ્યા શિવને, "હરીમ બંમ ભોળા" કહીભોળા
ગાલ બજાવ્યા સહુએ, ચવનો કેરૂં અનુકરણ તોબા[7]
આ મૂળશંકર પ્યારો, અંબાશંકરનો સૂનુ, [8]
સંબોધી તેમને પિતા, બોલ્યો 'સાંભળ સૂણુ હું,
'કથે છે પુરાણો, શિવરજનીનું મા'ત્મ્ય અધિક,
બધી રાત્રી જાગે, હરભજનમાં પુણ્ય લલષિત.
ચમત્કારો મોટા, નિજ ભગતને દેવ દરશે. [10]

---

[1] મૃતકાળીથી કાળીમાટીથી [2] શબવત્ મુડદાં જેવી [3] ધી બુધ્ધિ [4] શી કેવી [5] શી તુલ્ય [6] ટંકારા દયાનંદની જન્મભૂમિ કાઠીયાવાડમાં મોરબી પાસે ગામ [7] તોબા મુસલમાનો ગાલ બજાવતે પાપ દૂર કરવા ખુદાને કહે છે. [8] સૂનુ પુત્ર [9] લષિત ઇષ્ટ [10] દરશે બતાવે

મહાભાગી હોયે, સ્વરૂપ શિવ તેને પ્રકટશે.
શ્રદ્ધા નિર્દોષતા મૂર્તિ, બાલ્યાવસ્થા ખરેખરી,
[11]હૃષદ્‌માંથી હીરા કેરી, આશા આ મૂળુએ ધરી,
[12]નિશી થતો થતાં મૂળુ પિતા સુતો,
દેખા તેમને, અન્ય દ્વિજ સુનો;[13]
મનની પાછળે, ઇન્દ્રિયો સુવે,
મૂળ છવાતમા, પણ રહી જુવે.
ગત ભંગનર્ણ ભય સુણુહિલે,
બળી જાગૃતિનું ફગના વિચરે;
જળ [14]છીંકી ઉપ વિદુર કરે,
પ્રતિમા જડને ધરયે નજરે.
નિશીથ શાન્તિ મંદિરે રહી છવાઈ,
પ્રતિમાની જડિમા ખરી જડાઈ;
સુણુ રૂદ્રીની કરી રહ્યો પકાઇ,
મુર્તિપર થઇ ત્યાં મ્લેચ્છની ચડાઈ.
પ્લેગ દેવી લોકમાં પધારવાને જ્યારે ચાહે
પોપ[15] મહાદેવ સુત વાહન હંડાય છે,
જડ પ્રતિમામાં મરકીએ જવા ધાર્યું આજે,
માટે જુઓ ઉંદર મહાદેવ પર ધાય છે.
પુરાણી કહે છે વિના કારણે મહાદેવે માર્યો,
સુત ગણુપતિને અજ્ઞાનના આવેશમાં;
સુને માઠું વેર વાળવા ઉખાડવા પિતાને,
જડમૂળગી; મુકયો આખું[16] મૂળુ [17]દૃક્‌પારામાં.
નાચવા કુદવા માંડયો, ઉંદુર શિવને શિરે,
જે ધાર્યું તે કર્યું માથે, લખ્યો બોધ મૂળુ ઉરે.
' આ મહાદેવ ન હોય, જે મેં સુણ્યો પુરાણુમાં,
અદ્‌ભુત શક્તિ તોય, કાં ન ઉંદર હટવી શકે?
ઉત્પત્તિ સ્થિતિ નાશ, વિશ્વ તણા કરનાર જે.

તેના ઉપર ત્રાસ, ઉંદરો અહવી મૂકે,'
' કયાં તે શિવ મહાદેવ, ત્રિભુવનનં જમાતો,
કયાં આ પથ્થરદેવ, છિન્ન, જડ, ઉંદરે ફસતા,
કયાં તે શિવ મહાદેવ, સચ્ચિદાનંદ અરૂપી,
કયાં આ પથ્થર દેવ, [18]અસદ્‌ચિદસુખ કુરૂપી,
તજી એ શિવ પરમાત્મને, અજ્ઞ અશિવ આ રાય પૂજે
[19]ઇન્દ્રિયસક્ત [20]ધી કૃપણુને, જડ સિવાય?
પર શું સૂઝે!"

' ઉઠો બાપુ ઉઠો બાપુ, જુઓ આ શિવજી પરે,'
સવારી ઉંદરે કીધી, શકે તે બેસવી ન રે!'
કુશંકા સુણી સુતની, તાત કોપ્યો,
ભલું બુરૂં જલ્પી શિરામાય રોપ્યો;
' મહા મૂર્ખ તું નાક મારૂં કપાવે,
કુતર્કો મહાદેવ સામે ચલાવે!!'
' કલિયુગમાં સાચા શિવા ખાસ,
વસે પાર્વતી સદ, કૈલાસ
અહીં મૂર્તિમાં ધારવો ભાવ
માની તેને શંકર સાકાર,
આ ધમકીથી મૂળુનું થયું ચિત્ત નારાજ,
પ્રકાશ આથી છોડને, હાંકણું શું સુખમાજ!
મૂળુએ અસત્ય શીવ નિશાથી લહ્યો,
સત્ય શિવ ઢુંઢવા ગિરિ વને સિધાવ્યો,
ભેખ ધરી દયાનંદ થઇ મર્મ માપ્યો,
વેદ જ્ઞાન થકી, શુદ્ધ શિવ પ્રભુ સ્થાપ્યો.
[23]વિશ્વનાં શિવને કાજે દયાનંદે શું ના કીધું
ઝેર પી આજને મૂએ શિવ-પ્રેમ-સુધા પીધું

કવિ શંકર.

---

૧૧ દૃશદ્ પથ્થરો ૧૨ નિશીથ મધ્યરાત્રિ ૧૩ દ્વિજસુનો બ્રાહ્મણના પુત્રો ૧૪ છીંકી છાંગી ૧૫ મહાદેવ સુત વાહન ઉંદર ૧૬ આખુ ઉંદર ૧૭ દૃક્ પારામાં દ્રષ્ટિના કબજામાં ૧૮ અસદ્ ચિદ સુખ અસત્ અચિત્ અસુખ ૧૯ ઇન્દ્રિય સક્ત ઇન્દ્રિયમાં આસક્ત ૨૦ ધી કૃપણ બુદ્ધિના બારદાન ૨૧ પર ઉપર આજનું ૨૨ સાવ બિલકુલ ૨૩ વિશ્વના શિવ વિશ્વનું કલ્યાણ

# સ્વામી દયાનંદ સરસ્વતીનો સ્વર્ગવાસ.

લખતાં અત્યંત ખેદ ઉપજે છે કે ભારતવર્ષ ભૂષણ, વેદ વિદ્યા પારંગત સંરક્ષક સુધારણાના સ્થાપક, સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી દેવલોક થયા છે. એ પ્રચંડમૂર્તિ, એ નિડર ઘંટનાદ સમ વાણી, એ સર્વના હૃદય શોધતીજ દ્રષ્ટિ, એ વજ્રસરખી મર્મયુકત ખંડન કળા; અને એ સદા સર્વથા મન કર્મ વાણીથી ઉભરાતું કેવળ નિઃસ્વાર્થી આર્યાભિમાન એ સર્વ એક ક્ષણમાં દુર્ભાગી ભરતખંડમાં હતાં, તે નહીં હતાં થઇ રહ્યાં છે.

અર્વાચીન કાળનો આપણો એ એક મોટો દેશ દીવો આર્ય પ્રજાની દીપોત્સવીને દિવસે લગભગ દીપ પ્રગટ થવાને સમયેજ જતો રહ્યો છે. તા. ૩૦ મી અકટોબર સને ૧૮૮૩ ને વાર મંગળે અજમેર મુકામે એ મહા અમંગળ બનાવ બન્યો. સ્વામીની ખોટ હાલ પૂરી પડવી એ અશકયજ છે, અને તેથી આખી આર્ય પ્રજા ભરતખંડના આ છેડાથી પેલા છેડા સુધી એકે અવાજે શોક નિમગ્ન થઇ રહી છે.

આ શોકમાં વધારો કરનારી વાત એ છે કે સ્વામીનું એ અકાલ મૃત્યુ, કોઇ દુષ્ટોના અધમ પ્રપંચથી બન્યું, એમ કેટલેક ઠેકાણેથી વહેમ લઈ જવામાં આવે છે. મુંબાઇના " ગુજરાતી " ને એવી ખબર મળી છે કે જેમ ઉદેપુર વિગેરે ઠેકાણે રાજાને સદુપદેશ કરી રાજાનું અંધેર દુર કરાવ્યું હતું, તેમ એ સ્વામીને જોધપુર બોલાવ્યા ત્યારે ત્યાં પણ કરવા માંડયું અને ત્યાંના મહારાજે તો એમનું કહેવું અંગીકાર કરી નાયકાઓનું તથા જનાનખાનાનું પ્રબળ ઓછું કરી નાંખ્યું તથા કેટલાકને રૂખસત પણ આપી; પરંતુ એથી ભારે અદાવત ઉભી થઇ અને તેનું પરિણામ આવું ત્રાસદાયક નીપજ્યું. ઇંગ્રેજી પાયોનિયરનો કોઇ ચર્ચાપત્રી લખે છે કે, એના ધર્મ પ્રતિપક્ષી શાસ્ત્રીઓએ ઝેર અપાવી એનો જીવ લીધો, એમ કહેવાય છે. જો આ પ્રમાણે વહેમ લેવા જોગ કોઇ પણ રીતે બન્યું હોય તો દિલગીરીની વાત છે કે એ બાબત કાંઇ પણ કાયદાની તપાસ થએલી અત્યાર સુધી જણાતી નથી. અમે સમજી શકતા નથી કે, એના આર્યસમાજીઓ શું કરે છે કે હજી પણ કોઇએ જાહેર તપાસને માટે સરકારને માગણી કરી નથી. બહુધા એ કે વહેમો સઘળા ખોટા હશે; તો પણ આવા મહા પ્રસિદ્ધ પુરૂષને લગતી આવી બાબતમાં બારીક તપાસ કરવી, એ આ જમાનાની ખાસ જરૂર છે. જો એમ નહીં થાય તો આગળ જતાં ઇતિહાસમાં આપણી સામા, એવોજ લેખ પડશે કે એ વેળા આ દેશ એવી અવ્યવસ્થિત જંગલી સ્થિતિમાં હતો કે આવો મોટો માણસ કમોતે માર્યો ગયો; અને તેની કોઇએ કાંઇ પૂછગાછ પણ કરી નહીં.— —

ગમે તેમ હો ને ગમે તેમ થાઓ, પણ આ વાત તો નિશ્ચય છે કે **ધીરવીર** દયાનંદે અજ્ઞાનની સામા **યુદ્ધ** મચાવવાજ જન્મ લીધો હતો.

એ સ્વર્ગવાસી સ્વામીના ધર્મ સિદ્ધાન્તો, સુધારણાના વિચારો અને વિદ્વતા વિષે પણ કદાપી કોઇ ગમે તે વિચાર ધરાવો પણ આ તો સઘળાએ કબુલજ કરવું જોઇએ કે પોતાને જે

અસત્ય લાગ્યું, તેનું ખંડન, અને સત્ય માન્યું તેનું મંડન કરવામાં એના જેવો કોઇ પણ નિડર સ્પષ્ટ વકતા આ સમયે નહોતો.

જુના વર્ગમાંથી નીકળીને એણે નવા વર્ગ વાળાઓને પણ પોતાની હિંમત તથા દેશ ભક્તિથી ઝાંખા પાડી નાંખ્યા.

દેશની ઉન્નતિ એજ એની વાંછના, રાત ને દહાડો હતી અને તે કામમાંજ એણે પોતાની જીંદગી અર્પણ કરી હતી.

એણે જે મોટું કામ આરંભ્યું હતું, તે ઘણે દરજ્જે પાર પાડયું છે એટલે તેનો એવો પાયો નંખાયો છે કે હાલ એનું અકાળ મૃત્યુ થયું છે, તે છતાં પણ તે આગળ પોતાની મેળે ચાલ્યુંજ જશે. વેદનાં ભાષ્ય લખવા માંડયાં હતાં, તે બધાં એ આચાર્યના હાથથી પૂરાં થયાં હોત તો, બેશક વધારે સારૂં હતું.

તોપણ એ સ્વામી આશરે સો એક આર્ય સમાજ, અને દશેક હજાર આશ્રિતો મૂકીને મરણ પામ્યા છે. હવે એ સમાજો સુધારક્ષાની રૂખ રાખી રહે છે, કે પાછા હઠી એક સાધારણ પંથનુજ રૂપ પકડે છે. તે કાળ ગર્ભિત વાત છે, તો પણ દયાનંદનું નામ ભરતખંડના ધાર્મિક ઇતિહાસમાં અવિચળ રહેશે, એમાં તો કાંઇ સંદેહ નથી.

આવા મહા પુરૂષનું એક સારૂં જન્મ ચરિત્ર લખાવું જોઇએ કેમકે એજ તેનું ખરૂં શ્રાદ્ધ છે, થીઓસોફીસ્ટમાં પોતા સબંધી કાંઇ કાંઇ હકીકત સ્વામીજીએ જાહેર કરી છે, પણ તે બહુજ થોડી છે. પ્રથમ તો એ મૂળ કયાં જન્મ્યા હતા તેનોજ કાંઇ બરાબર પતો નથી. કેટલાક એની જન્મ ભૂમિ મોરબી સંસ્થાન અને કેટલાક વાંકાનેર કહે છે. પણ નાત જાત કુળ તથા માબાપનું નામ ઠામ જ્યાં સુધી બરાબર મુકરર થઇ શકે નહીં. ત્યાં સુધી એ બધી કેવળ અટકળોજ કહેવાય. આવા મહાપુરૂષનો જન્મ આપણા પ્રાંતમાં થયો છે, એ વાત ગુજરાતને ઘણી અભિમાન ધરવા યોગ્ય છે પણ તેથીજ તે બરાબર પુરવાર કરવાને આપણે ઘટતી મેહેનત લેવી જોઇએ. જતે દહાડે બીજા પ્રાંતો પણ એવોજ દાવો કરે એ અસંભવિત નથી. કોઇ અમારા જુવાન કાઠીઆવાડી ભાઇબંધો એ બાબત વીગત વાર તપાસ કરી, સપ્રમાણ લખી મોકલશે, તો અમે તે ખુશીની સાથે અહીંઆં પ્રગટ કરીશું.

એ સ્વામીએ વિદ્યાભ્યાસ કયાં અને કયારે કર્યો ? એ બાબત પણ એકમત નથી. રાસ્ત ગોફતાર કહે છે કે એમણે પહેલો વિદ્યાભ્યાસ નર્મદાકાંઠે ચાણોદ કન્યાળીમાં આનંદગીરિ નામના પ્રસિદ્ધ સન્યાસી પાસે કીધો અને ત્યાર પછી મથુરા જઇ વેદ વિદ્યાની પ્રવીણતાથી જેણે "પ્રજ્ઞા ચક્ષુ" એવું ઉપનામ મળેલું તેની પાસે જઇને પોતાનો અભ્યાસ વધાર્યો. અમારા સાંભળવામાં પણ કાંઇક એવુજ છે પણ " ગુજરાતી " લખે છે, કે વડોદરે આવી ચેતન મઠ વાસી બ્રહ્માનંદ સ્વામીને ગુરૂ કરી, વેદાન્તનું શ્રવણ કીધું, અને તે પછી હરદ્વાર આદિ મોટાં મોટાં સ્થળોમાં આવી, ઘણા ઘણા સાધુ વેરાગીઓના પ્રસંગથી ઘણા પ્રકારનું ધર્મજ્ઞાન મેળવ્યું.

પૂર્ણાનંદ સરસ્વતી સ્વામીએ એમનું મૂળ નામ ફેરવી, **દયાનંદ સરસ્વતી** પાડ્યું.

આતો સંસ્કૃત સંસ્કારની વાત થઇ. " સુધારા " તરફ દયાનંદ સ્વામીનું મન, ક્યારે, ક્યાં અને કોણે વાળ્યું ? એ પણ એક ખરેખરી, એ જન્મ ચરિત્ર લખનારે તપાસ કરવા જોગ બાબત છે. કેટલાક સમય સુધી કોઇ સુધારકનો ગાઢો સંગ થયો જોઇએ, એમ અમારો નમ્ર મત છે. ઉંદરડીએ ચોખા ખેચ્યા એટલા ઉપરથીજ સુધારાનો સઘળો સંસ્કાર થઇ ગયો, એ અમે માની શકતા નથી.

સંવત ૧૯૨૫ થી તો દયાનંદ સરસ્વતી એક મોટા ધર્મ સુધારક લેખે છેક બહાર પડ્યા. અને તે પછીનું સઘળું ચરિત્ર જાહેરમાં બનેલું તો છે. પણ તેમાંએ ઘણું શોધન, તોલન કરવાની જરૂર પડશે. એમણે રચેલાં પુસ્તક ચોપાનીઆં આશરે વીશેક છે, તે સઘળાંનો હવે સંગ્રહ થવો જોઇએ.

સ્વામીનું મરણ સમયે વય માત્ર ૫૮ વર્ષનુંજ હતું, શરીર હંમેશાં નીરોગી, સુદ્રઢ ને મહા જુસ્સાવાળું હતું, ને તેથીજ આ અકાળમૃત્યુ સર્વને વધારે વિસ્મય તથા સંતાપ ઉપજાવે છે. પણ ઇશ્વરેચ્છા બળવત્તર છે. દયાનંદ સ્વામી પોતાને છેલ્લે શ્વાસે એમજ બોલેલા કહેવાય છે કે

" ઇશ્વરેચ્છા બળવત રહો. " અને અમે પણ એવાજ દીન ભક્તિભાવના એક વચનની સાથે આ કાળ પત્રિકા પૂરી કરીએ છીએ. )

( ગુ. શા. પત્ર. પુ.—૨૨ પૃષ્ટ ૨૭૭—૨૮૧ )

( આ વખતે ગુજરા તશાળા પત્રના તંત્રી રાજકોટ ટ્રેઇનીંગ કોલેજના પ્રીન્સીપાલ સાક્ષરશ્રી **નવલરામભાઇ** હતા. એથી ઉપર્યુક્ત લેખ તેહેમણે લખેલો છે. )

કામ કરવા જતાં વખતે લાભને બદલે હાનિ થાય છે, તેને એકલા પોતાના મેળે ભણેલા વેદ વડે જે લાભ થાય, તે કરતાં ગુરૂ દ્વારા વેદાભ્યાસ થાય તો કાર્યસિદ્ધિનો સંભવ વધે છે. આ વાત સમજવાને " ખાંડના નાળીયેરની " વાત ઉપયોગી છે. એક માણસે ખાંડને ધોઇને નાળીયેર બનાવવાની વાત વાંચી પણ ગુરૂ પાસેથી ખાંડ ધોવાની રીત તે સમજ્યો નહોતો માટે આપણે જેમ ચોખા ધોઇએ છીએ, તેમ તેણે ખાંડને એક થાલમાં ભરીને તે ઉપર પાણી રેડ્યું અને ખાંડ હલાવીને કચરાવાળું પાણી ઢોળી નાંખ્યું. આમ તેણે વારંવાર કર્યું તેથી ખાંડ પાણીમાં ઓગળીને પાણી ભેળી જતી રહી તેથી તેણે ખીજાઇને પોતાનું કામ પડતું મુક્યું અને જે પુસ્તકમાં ખાંડનું નાળીયેર બનાવવાની વાત હતી, તેને નિંદવા મંડ્યો, આથી એક ચતુર માણસે યોગ્ય વિધિથી તેના દેખતાં ખાંડ ધોઇને નાળીયેર બનાવ્યું ત્યારે તે પોતાની ભૂલ સમજીને પુસ્તકની નિંદા કરતો બંધ પડ્યો. આ ઉપરથી સ્પષ્ટ છે કે વેદાભ્યાસ પણ સદ્ગુરૂ પાસે કર્યો હોય તોજ તે કાર્યસાધક છે; નહીં–તો તેને માટે કરેલો શ્રમ વ્યર્થ જવાથી માણસ વેદ નિંદક–નાસ્તિક–બને.

આટલા લેખથી એ નક્કી થયું કે જો વેદ ઇશ્વરકૃત હોય તોજ તે ઇષ્ટ સાધક મનાય. હવે વેદ ઇશ્વરકૃત છે એ સમજવાને એટલું વિચારવું જોઇએ કે જેમ આ જગતના સૂર્ય ચંદ્ર નક્ષત્ર વિગેરે પદાર્થોનો સૃજનાર કોઇ દૃશ્ય કર્તાએ બનાવ્યા ન હોવાથી અને તે નિયમ પ્રમાણે પોતાનું કાર્ય કરતા હોવાથી વિદ્વાનોમાં ઇશ્વર સ્રષ્ટા મનાય છે, અને જેમ સ્થાવર જંગમ પદાર્થોની ઉત્પત્તિ સ્થિતિ વિગેરે નિયમસર થવાથી, અને નિયમપુર્વક થતાં આવા અનંત કાર્યનો કર્તા કોઇ નિર્યમિત શક્તિ વાળો શક્ય ન હોવાથી, તેમને વિદ્વાનોએ ઇશ્વરકૃત સ્વીકર્યાં છે, તેમ વેદમાં જે સત્ય જ્ઞાનનો ભંડાર ભર્યો છે, તે ઇશ્વર સિવાય અન્યના કબજામાં ન હોવથી, અને સૃષ્ટિ નિયમોને અનુકુલ હોવાથી વેદ ઇશ્વરકૃત માનવામાં બાધ નથી; અર્થાત જે કોઇથી ન બને તે ઈશ્વરથી બને માટે જેમ આ જગત્ કોઇ સામાન્ય કર્તાથી બનવું અશક્ય છે, તેમ વેદ પણ ઈશ્વર વિના અન્યની કૃતિ હોવાનો સંભવ નથી. આ પક્ષની સામે કેટલાક પંડિતો કહે છે કે દરેક સૂક્ત વિગેરેના જે ઋષિ છે, તે તેના રચનાર છે, અને તે સંસ્કૃત ભાષામાં રચેલા છે, માટે ઇશ્વરને વેદના કર્તા જો માનીએ તો ઇશ્વરે બીજી બધી જગતની પ્રજાઓને ન ગણકારતાં ઋષિયો તરફ પક્ષપાત કર્યો એવો ઇશ્વર ઉપર દોષ આવે છે. વળી તેઓ કહે છે કે ઇશ્વર નિરાકાર હોવાથી. તેને ઇંદ્રિયો નથી, માટે ઇંદ્રિયો વડે વેદ રચીને તે ઋષિયોને ભણાવવાનું કામ તેનાથી બને નહીં, વિગેરે વિગેરે. આ બાબતોનો ઉત્તર સ્વામી દયાનંદ સરસ્વતીએ " સત્યાર્થ પ્રકાશ " માં ઠીક આપ્યો છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

પરમેશ્વર સર્વ શક્તિમાન અને સર્વવ્યાપક હોવાથી તેને વેદનો ઉપદેશ કરવાને મુખ વિગેરેની અપેક્ષા નથી. પોતાનાથી જે જુદો ( છેટે ) હોય તેને બોધ આપવાને મુખ આદિ વડે વર્ણોચ્ચારની જરૂર છે પણ પોતાને માટે એની જરૂર નથી. મુખ જીહ્વા વિના મનમાં અનેક વિચારો થાય છે, તેમજ અંતર્યામિ રૂપે ઇશ્વરે જીવને ઉપદેશ કર્યો, અને પછી મનુષ્યે એ ઉપદેશ ઉચ્ચારણ વડે બીજા જનોને સંભળાવ્યો. સર્વ જીવોમાં ઉત્તમ બુદ્ધિ અને પવિત્રતા વાળા અગ્નિ વાયુ આદિત્ય અને અંગિરા નામે ઋષિઓ હતા; માટે તેમના આત્મામાં ઇશ્વરે

સૃષ્ટિના આરંભમાં એક એક વેદનો ઉપદેશ કર્યો અમુક દેશની ભાષામાં ઉપદેશ કરવાથી ઇશ્વર તે દેશ તરફ પક્ષપાતી ગણાય માટે વૈદિક સંસ્કૃત ભાષા જે કોઇ ચોક્કસ દેશની ભાષા નથી, પણ જે સર્વ ભાષાઓનું કારણ છે, તે ભાષામાં ઉપદેશ કર્યો, તેથી વેદ ભણવામાં સૌને સરખો પરિશ્રમ કરવો પડે છે.

જેમ ઇશ્વર પવિત્ર સર્વ વિદ્યા જાણનાર ન્યાયી અને દયાળુ છે, તેમ જે પુસ્તકમાં ઇશ્વરના ગુણ કર્મ તથા સ્વભાવને અનુકૂળ કથન હોય તે ઇશ્વરકૃત જાણવું. વળી જેમાં સૃષ્ટિક્રમ, પ્રત્યક્ષ આદિ પ્રમાણ, અને આપ્ત ( સત્યવક્તા ) તથા પવિત્ર આત્માના વ્યવહાર વિરૂદ્ધ કથન ન હોય તે પુસ્તક ઇશ્વરકૃત છે; જેમ ઇશ્વરનું જ્ઞાન ભૂલ રહિત છે, તેમ જેમાં ભ્રાન્તિ રહિત જ્ઞાનનું પ્રતિપાદન હોય તે ઇશ્વરોક્ત છે.

કેટલાક જનો કહે છે કે મનુષ્યનું જ્ઞાન જેમ જેમ વધત, તેમ તેમ તે ઉપયોગી પુસ્તકો બનાવત, માટે ઇશ્વરને વેદ પ્રગટ કરવાની કાંઇ જરૂર નહોતી. આના ઉત્તરમાં સ્વામીજી કહે છે કે આમ કદી બને નહીં; કારણ કે કારણ વિના કાર્ય થતું નથી. તેથી જેમ જંગલી માણસ સૃષ્ટિને દેખીને પણ વિદ્વાન્ થતો નથી, પણ કોઇ શિક્ષક મળવાથી પંડિત બને છે, અને હાલ પણ જેમ કોઇની પાસે ભણ્યા વિના કોઇ જન વિદ્વાન થતો નથી, તેમ જો સૃષ્ટિના આરંભમાં પરમાત્માએ ઉપર જણાવેલા ઋષિઓને, અને પછી તેમણે અન્ય જનોને વેદ વિદ્યાનો ઉપદેશ ન કર્યો હોત તો સર્વ અજ્ઞાન દશામાં રહેત. જ્યાં સુધી વિદ્યા આર્યાવર્તમાંથી બહાર ગઇ નહોતી ત્યાં સુધી ઇજીપ્ટ યુરોપ આદિ દેશોમાં મનુષ્યો વિદ્વાન નહોતા જે ઋષિ યોગબળ વડે ઇશ્વરમાં ધ્યાનાવસ્થ થઇને ઇશ્વર પાસેથી જે મંત્રના અર્થનો પ્રકાશ પામ્યા, તેનું નામ તે મંત્ર સાથે જોડાયું છે. વળી " શાસ્ત્રયોનિત્વાત્ " એ વ્યાસ સૂત્ર અને તે ઉપર શ્રીમચ્છંકરાચાર્યનું ભાષ્ય જણાવે છે કે એ બે મહાત્માઓ વેદને પરમાત્માએ કરેલા માનતા હતા. મહર્ષિ જૈમિનિએ પણ " પૂર્વમીમાંસા"માં વેદને ઇશ્વરકૃત સિદ્ધ કરવા યત્ન કર્યો છે. વેદને આટલું કથન જેમને વેદ ઇશ્વરકૃત છે એમ ન મનાવી શકે તેઓને તેમ માનવાનો વધુ આગ્રહ ન કરતા એટલું જણાવવાનું છે કે વેદાભ્યાસ કરી; તેમાં જે બોધ છે તે પ્રમાણે વર્તવાથી ઇષ્ટફળ થાય છે કે કેમ તે અનુભવથી જાણવાને કરેલો યત્ન નિષ્ફળ નહીં થાય

વેદ દ્વારા મળતું જ્ઞાન બે પ્રકારનું છે; વ્યાવહારિક, અને પારમાર્થિક, વળી તે જ્ઞાન જેમ બને તેમ ટુંકા ગ્રંથથી આપીને મનુષ્યની સ્મરણ શક્તિ પર બહુ ભાર ન પડે એમ કરવાના ઇરાદાથી મંત્રોના એક કરતાં અધિક અર્થ થાય તેમ વ્યવસ્થા કરેલી વારંવાર જોવામાં આવે છે, તેથી ઘણા મંત્રોનો પ્રથમ વાચ્યાર્થ અને બીજો લક્ષ્યાર્થ થાય છે. ઋષિઓએ વેદાર્થ જ્ઞાન સમજવાને બ્રાહ્મણ નામે ગ્રંથો રચ્યા છે બ્રહ્મ એટલે વેદ. તેને એ ગ્રંથો સમજાવે છે માટે તેમનું નામ બ્રાહ્મણ છે, જેવા કે—ઐતરેય, શતપથ વિગેરે વળી યાસ્ક મુનિએ નિઘંટુ અને નિરૂક્ત રચ્યાં છે. તે અને પાણિનિ ઋષિકૃત વ્યાકરણ સૂત્રો તથા તે ઉપર પતંજલિ મુનિનું મહાભાષ્ય વેદાર્થ જાણવામાં બહુ ઉપયોગિ છે. આ બધું સદ્ગુરુ પાસે ભણીને વેદાર્થ સમ-

જવાથી વિદ્વાનો પ્રાચીનકાળમાં વેદાજ્ઞાનુસાર સંસારમાં વર્તતા હતા, અને પોતાના જ્ઞાનનો અન્ય જનોને લાભ દઇને તેમને સન્માર્ગે પ્રવર્તાવતા હતા, ત્યારે આ દેશ સુખી હતો. આ રીતનું વર્તન કેટલોક કાળ ચાલ્યું, અને જ્ઞાનના વિવિધ વિષયો ઉપર સારા ગ્રંથો પ્રગટ થયા. તેમાંના હાલ મળેલા કેટલાક ગ્રંથો જોઇને અર્વાચીન વિદ્વાનો તે ગ્રંથોના રચનાર માટે ઉંચો અભિપ્રાય દર્શાવે છે. અને તેમણે સુચવેલાં જ્ઞાનનાં મૂળતત્વોના પાયા ઉપર હાલના પંડિતો પોતાની શોધક બુદ્ધિને બળે સારી ઇમારત રચીને દુનિયાની સુખસંપત્તિમાં વૃદ્ધિ કરે છે.

સૃષ્ટિમાં જોઇએ છીએ કે એકની એક સ્થિતિ કદી પણ સદા ટકતી નથી, પણ એક કવિના કથનાનુસાર " **नीचैर्गच्छत्युपरिचदशाचक्रनेमिक्रमेण** " અર્થાત્ ચઢતી પડતી થયાંજ કરે છે અને રાત પછી દિવસ, અને દિવસ પછી રાત; એ રીતે કાળચક્ર ફરે છે. તેથી આ દેશ પૂર્ણ સુખની સ્થિતિમાં આવ્યા પછી લોકોમાં પ્રમાદ, કુસંપ અને આલસ્ય વિગેરે દુર્ગુણો પેદા, અને તેથી તેની પડતીનો આરંભ થયો. વેદાભ્યાસ મંદ પડવા લાગ્યો, અને આડે માર્ગે જનો પ્રવર્તવા લાગ્યા. વેદના અર્થનું જ્ઞાન થોડાનેજ રહ્યું, અને એવી સમજણ ઘણા જનોના મનમાં પ્રવર્તી કે વેદના અર્થ તો માત્ર ઇશ્વરજ જાણી શકે માટે ફક્ત વેદનો પાઠજ કરવામાં કલ્યાણ રહ્યું છે. આમ થવાથી વેદ ઇષ્ટ ફળ દેનાર ન રહ્યા, એટલે કેવળ વેદનો શુકપાઠ કરનારાઓ ઉપરથી લોકોની પૂજ્યબુદ્ધિ ઉઠી ગઇ અને વખત ગયો તેમ વેદ ભણનાર વેદીયાનો અર્થ મૂર્ખ એવો થયો, અને બેવકુફ હોય તેને આજે પણ કેટલાક " વેદીયો ઢોર ", કહે છે. લોકોમાં વધી પડેલું અજ્ઞાન જોઇને કેટલાક સ્વાર્થી પંડિતોએ તેમને ભરમાવીને પોતાનાં પેટ ભરવાને કેટલાક ગ્રંથો રચીને વેદ વિમુખ વાતો પ્રવર્તાવી અને તેથી માણસોમાં ધર્મને નામે બહુ પંથ અને વર્ણ ભેદ વધી પડયા અને દેશ વિશેષ ક્ષીણ થયો.

કાળે કરીને પરદેશના વિદ્વાનો અહીં આવીને થોડાક સમર્થ આર્ય પંડિતો જે દેશમાં રહેલા હતા, તેમની પાસે વિદ્યાકળા વિગેરે શીખીને તેનો સ્વદેશમાં પ્રચાર કરવા લાગ્યા અને તેથી તેમની ચઢતી થઇ અને આખરે આ આર્યાવર્ત તેમને આધીન થયો. આવી પરાધીનતાના સમયમાં દેશની વિદ્યાકળા વગેરેનો બહુ નાશ થયો. વર્ણાશ્રમના ધર્મ લુપ્તપ્રાય થવાથી બ્રાહ્મણો ઘણે ભાગે ભીખ માગવી એ પોતાનો ધર્મ માનવા લાગ્યા અને વેદને તેમણે કોરે મુક્યા. જે વિદેશીઓ ઉપર કહ્યા પ્રમાણે અહિં આવીને વિદ્યા ભણી ગયા હતા, તેમણે વેદનું અવલોકન કરીને વેદાર્થ સમજવા યત્ન કર્યો અને પોતાની ભાષામાં વેદાર્થ પ્રગટ કર્યા તેથી જર્મન ભાષામાં અને ઇંગ્રેજીમાં વેદના તરજુમા જોવામાં આવે છે. પણ કમનસીબે આ તરજુમા વેદનું ખરું રહસ્ય સમજાવતા નથી; કારણ કે જે વેદાર્થ જાણવાની–ખોલવાની–ખરી કુંચી સમાન નિરૂક્ત અને વ્યાકરણના ગ્રંથો છે, તેમનો વિદેશી ભાષાંતરકારનો પાકો અભ્યાસ નહોતો એમ જણાય છે, જેથી એવા કેટલાક વિદ્વાનોએ વેદને ચતુર્વિધ પુરૂષાર્થનો સાધક છે એમ ન જાહેર કર્યું, પણ એવો વિચાર ફેલાવ્યો કે વેદમાં બહુ ઇશ્વરની પૂજા છે, અને અજ્ઞાન લોકો જેમ સૂર્ય મેઘ આદિ અદ્ભુત પદાર્થોને જોઇને તેમને દેવ માનીને પૂજે તેમ પ્રાચીન કાળના ઋષિઓએ એવા પદાર્થની સ્તુતિના મંત્રો રચ્યા છે અને તેમાંથી કાંઇ સંગીન જ્ઞાન પ્રાપ્ત થાય એમ નથી. આવા વિચાર ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરનાર આર્ય વિદ્યાર્થીઓના જાણવામાં

જ્યારે આવ્યા ત્યારે પોતાના દેશના નિરૂકત આદિ સાધનો વડે સ્વતંત્ર રીતે વેદ સમજવા અસમર્થ હોવાથી વેદને " નોન્સેંન્સ " જેવા માલ વિનાના કહેવા લાગ્યા અને વેદની મહત્તાને હાનિ થાય એમ વર્ત્યા.

અજ્ઞાન છતાં વેદ ઉપર દ્દઢ પૂજ્યબુધ્ધિ રાખી રહેલા અને પર ભાષા ભણવામાં પાપ માનનારા જે માત્ર વેદ પાઠ કરીનેજ સંતુષ્ટ રહ્યા હતા, તે બ્રાહ્મણો ધનહીન થયા અને વેદ સુખદાયી ન થતાં તેમનો વેદાભ્યાસ તેમને બોજા રૂપ થઇ પડયો, કારણ કે જે વસ્તુ આપણી પાસે છે તે ગમે એવી કીમતી અને ઉપયોગી હોય, પણ તેનો ઉપયોગ અને તેના ગુણનું આપણને ભાન ન હોય તો તે વસ્તુ લાભકારક ન થતાં બોજા રૂપ થાય છે વેદ પણ તેના અર્થનું જ્ઞાન ન હોય તો તદનુસારી વર્તન ન બનવાથી ભાર રૂપ છે. એ અભિપ્રાય નિરૂક્તમાં છે. ઉત્તર ગીતાના બીજા અધ્યાયનો ૪૨મો શ્લોક પણ કહે છે કે—

यथा खरश्चंदन भारवाहो भारस्य वाहोनतु चंदनस्य ।
एवंहिशास्त्राणि बहून्य अधीत्य सारं नजानन्खरवद्वहेत्स. ॥

માટે અર્થ જાણ્યા વિના વેદનો પાઠ માત્ર કરવામાં ઇષ્ટફલ કોઇને પણ નથી મળતું વેદનો યથાર્થ પાઠ કરનાર જે બ્રાહ્મણ વર્ગ હતો તેથી એટલો લાભ થયો કે વિદેશીયોએ ઘણા સારા ગ્રંથોનો નાશ કર્યા છતાં વેદ હજુ સુધી હતા તેવા સચવાઇ રહ્યા છે. પણ તેટલેથી ઇષ્ટફળ સિદ્ધ થયું નહીં, અને ઉલટા એવા વિચાર પ્રસર્યા કે વેદમા ઇશ્વરના અવતારોની વાત છે, યજ્ઞમાં પશુવધ કરવાની આજ્ઞા છે, મૃત માબાપો વિગેરેના શ્રાધ કરવાની અને મરેલાની પાછળ બારમાં વર્ષિ વગેરે કરવાની આજ્ઞા છે, અને ઇશ્વર સંબધે મૂર્ત્તિપૂજા કરવાની આજ્ઞા છે, વિગેરે. પોતાના આવા વિચારોનું સમર્થન કરવાને તદનુકુલ વેદ મંત્રોના અર્થ થવા માંડયા.

હાલ વેદના અર્થ જણાવનાર આ દેશમાં બનેલાં સાયણાચાર્યનાં ભાષ્ય છે અને યજુર્વેદ ઉપર મહિધર, અઉવટ નામે પંડિતોનાં ભાષ્ય છે તથા ઉપર જણાવ્યા પ્રમાણે ઇંગ્રેજી અને જર્મન વિદ્વાનોનાં ભાષાંતર છે. પણ આ ગ્રંથોનો અભ્યાસ દેશમાં પૂર્વ સુખનો ફરીને ઉદય કરે એમ થયું નથી. ઇંગ્રેજી પુસ્તકો અને વ્યાવહારિક શાસ્ત્રોના અભ્યાસને પરિણામે લોકોમાં જે સારો બુધ્ધિવિકાસ થયો તેને પ્રતાપે તેમનામા હાનિકારક રીવાજો દૂર કરી સ્વતંત્રપણે વર્તવાની અને તેમાં અંધશ્રધ્ધા તજી દેવાની વૃત્તિ થઇ, જેથી દેશના પુનરૂદયનાં ચિન્હ જણાયાં, પણ એટલુંજ થયું, તે ખરા સુખની પુનઃ પ્રાપ્તિ માટે બહુ અપૂર્ણ હતું.

રોગીનો રોગ નિર્મૂળ થાય તો રોગીને સાચુ આરોગ્ય મળે છે પણ જો તેના રોગને શરીરમાં પાછો હડાડીયે, તો તે ઉપરથી સારો જણાય છે, છતાં તેને અંદર તો પીડા બહુ રહે છે, તેથી તે તરત ન મરતાં દીર્ઘકાલે મરવ યોગ્ય થાય છે. એટલામાં સારો વૈદ્ય આવે છે. તો તે રોગીનો અંદરનો રોગ નિર્મૂલ કરી તેને પૂર્ણ આરોગ્યવાન કરે છે, તેમ અહીં પું. પાશ્ચાત્ય વિદ્યાના બળે સ્વતંત્રતાથી બુદ્ધિ વાપરનાર વિદ્વાનોએ દેશમાં ધર્મ સંબંધી અજ્ઞાન

બહુ સંતતિભેદથી લોકોમાં પૂર્ણ બંધુભાવની ખામી, પરદેશગમનનો અભાવ, વિગેરે કુરીતિયો દૂર કરવાને યત્ન કર્યો, પણ તેથી સંગીન કામ થયું નહીં. લોક પોતાના રીવાજ વેદ તથા વેદાનુસારિ શાસ્ત્રો પ્રમાણે છે, એમ શાસ્ત્ર સંબંધી અજ્ઞાનને લીધે માની બેઠા હતા. તેમને વેદ સ્મૃતિ વિગેરેનાં સબળ પ્રમાણ આપી તેમની ભુલ બતાવવાનું સામર્થ્ય પાશ્ચાત્ય વિદ્યાના બળે ઘુમનાર જુવાનીયાઓમાં નહોતું, તેથી લાંબા વખતથી ઉંડી જડ ઘાલી બેઠેલા કુરીવાજો ઉખડયા નહીં. પણ ઉપરનો દેખાવ જરા સારો જણાયા છતાં અંદરખાને ખરાબી અને મુઝવણનો પાર રહ્યો નહીં.

અંતે ઇશ્વરે કૃપા કરી અને એક સાચા દેશભક્તનો ઉદય થયો. તેણે સંસારની જાળમાં ન ફસાતાં દુઃખ પામતી આ દેશની પ્રજા જોઇ અને તેનું તેમજ પોતાનું કલ્યાણ કરવાનો ઉપાય પ્રાપ્ત કરવાને તૈયારી કરવા માંડી. કેટલાંક વિઘ્નો નડવા માંડયાં, પણ " **प्रारब्धमुत्तम गुणान परित्यजंति** " એ વાકય પ્રમાણે ધૈર્ય અને ખંતથી વિઘ્નો દૂર કરીને ઇષ્ટ ઉપાય હસ્તગત કર્યો; અર્થાત્ સદ્‌ગુરૂ પાસે જઇને વેદ વેદાંગ, યોગ, બ્રાહ્મણ આદિ સત્ય શાસ્ત્રોનો કાળજીથી અભ્યાસ કરીને સત્ય સિધ્ધાંત સમજવામાં તથા લોકોમાં ચાલતા હાનિકારક ગ્રંથો અને રીવાજોનું અવલોકન કરવામાં અખંડ બ્રહ્મચર્ય પાળીને લગભગ ૫૦ વર્ષનું પોતાનું વય થયું ત્યાં સુધી દેશોદ્ધારને માટે પુરતું સામર્થ્ય મેળવ્યું. પછી દેશની સ્થિતિ તપાસતાં એમને જણાયું કે દેશમાં ધર્મ આદિ ચારે પદાર્થ પામવાનું ખરૂં સાધન લોકોના મોટા ભાગે ખોયું છે. માટે વેદાભ્યાસ તરફ જો લોકોની અભિરૂચિ થાય તો, દેશનું પૂર્વ સુખ પ્રાપ્ત કરવાનો માર્ગ સુગમ થાય. આવો નિશ્ચય કરીને એ પ્રમાણે ખરા દિલથી કામ કરવાને તૈયાર થયેલા મહાત્માનું નામ **સ્વામી દયાનંદ સરસ્વતી** સર્વત્ર પ્રસિધ્ધ છે. તે વખતે વેદના અર્થ જણાવનાર સાયણાચાર્ય આદિનાં ભાષ્ય દેશમાં વિદ્વાનોએ સ્વીકાર્યાં હતાં. સાયણાચાર્યનું ઋગ્વેદ ભાષ્ય સરકારી પાઠશાળાઓમાં મુખ્ય સંસ્કૃત શિક્ષકોએ ઉંચા અભ્યાસક્રમમાં દાખલ કર્યું હતું, અને કોઇને તેમાં સુધારો કરીને વેદના અર્થમાં કાંઇ વધુ ચમત્કાર બતાવવાનું સામર્થ્ય જણાવ્યું નહોતું. મ. વિલ્સન, મ. મેક્ષમ્યુલર આદિ યુરોપીય વિદ્વાનોનાં ભાષાંતર સાયણાચાર્યના માર્ગને અનુસરતાં હતાં પણ સ્વામીજીને સાયણાચાર્ય આદિનાં ભાષ્ય જોતાં માલમ પડયું કે વેદની ખરી ખુબી તેમાં જણાવી નહોતી એટલુંજ નહીં પણ કેટલેક સ્થળે એમને દોષો જણાયા. સ્વામીજી માનતા હતા કે વેદ ઇશ્વરકૃત ગ્રંથ છે તેથી તેમાં સૃષ્ટિમાં થઇ ગયેલા માણસોએ કરેલાં ઇતિહાસમાં પ્રસિધ્ધ વૃત્તાંતો આવવાં ન જોઇએ. જ્યારે ઋષિયોના હૃદયમાં ઇશ્વરે વેદ પ્રેરણા કરી ત્યારે એમનો હેતુ મનુષ્યોનું હિત કરનાર ઉપદેશ આપવાનો હતો પણ પાછળથી ઉત્પન્ન થયેલા પુરૂષોનાં ચરિત્ર કહેવાં નહોતાં—સાયણાચાર્યના ભાષ્યમાં આવા ઇતિહાસ પ્રસિધ્ધ પુરૂષોનાં આખ્યાનને આધારે મંત્રોના અર્થ જણાયા, તે એમને રૂચ્યું નહીં; કારણ કે એવા અર્થથી એમ સમજાય કે વેદ ઇશ્વર પ્રણીત નથી, પણ ઉપરના પ્રસિદ્ધ માણસો થયા પછી કોઇએ વેદ રચ્યા છે. વળી લૈતિક અગ્નિ પ્રકટ કરીને તેમાં સોમ રસ વિગેરે હોમવાનું કામ રોજ મુખ્યત્વે કરીને યજ્ઞ છે, એમ સાયણાચાર્યના અર્થમાં જણાયું, પણ સ્વામીજીને જણાયું કે વેદમાં જણાવેલ યજ્ઞ ત્રણ પ્રકારનો છે:—એક વાયુ જળ વિગેરેની શુદ્ધિથી રોગોપદ્રવની શાંતિ અને વૃષ્ટિદ્વારા શુધ્ધ જળની પ્રાપ્તિ માટે અગ્નિમાં સોમ આદિ ઔષધિયો અને ઘી

( સ્વામીજી કૃત અર્થ ):-શ્રેષ્ઠ બુદ્ધિ અથવા કર્મ વડે અગાધ શબ્દ રૂપી સમુદ્રને જે સરસ્વતી–વાણી-જણાવનારી છે, તે મનુષ્યોની સંપૂર્ણ બુદ્ધિનો વિશેષ કરીને પ્રકાશ કરે છે. ભાવાર્થ;– જેમ સમુદ્ર રત્નો આપે છે, તેમ વેદવાણી તથા વિદ્વાનોનો ઉપદેશ બુદ્ધિને વધારે છે.

ઉપર આપેલા વેદાર્થના નમુના બંને ભાષ્યોનું તારતમ્ય જણાવવાને પુરતા છે. અશ્વિનો, ઇંદ્ર, વરૂણ, મિત્ર વિગેરે શબ્દો આપણા અનુભવમાં આવતા કયા પદાર્થો જણાવે છે તે સ્વામીજી સ્પષ્ટ રીતે જણાવે છે, અને સાયણાચાર્યના અર્થ ઉપરથી એ બધા કોઇ અવશ્ય દેવો હોય એમ સમજાય અને તે ઉપરથી વેદમાં બહુ દેવો માનેલા જણાય એવો સંભવ છે. વળી બંનેની અર્થની ખુબી પણ ધ્યાનમાં લેવા જેવી છે. સાયણાચાર્યજીની અન્વય શૈલી સ્વામીજી શૈલી કરતાં કાંઇક વધારે સરલ અને ગળે ઉતરી જાય એવી છે એ ખરૂં છે, પણ વેદમાં શબ્દો તેમના રૂઢ અર્થ કરતાં યૌગિક અર્થાત્ તેમના પ્રકૃતિ પ્રત્યયોના અર્થનો જોડ કરીને ઉપજાવી કાઢેલા અર્થમાં લેવા એ વધારે સારૂં છે. એવા વિદ્વાનોના મત ઉપર વધારે ધ્યાન આપે છે તેથી એમના કરેલા અર્થમાં વધારે ખુબી અને બોધ પ્રાપ્ત થાય છે, માટે સ્વામિજીનું ભાષ્ય જગતમાં સર્વને વધારે રૂચિકર થઇને જગતની પૂર્ણ ઉન્નતિ કરે એવા સંજોગો ઇશ્વર કૃપાથી–પ્રાપ્ત થાઓ એ પ્રાર્થનાથી આ લેખ સમાપ્ત થાય છે.

---

# વર્ણવ્યવસ્થા અને મહર્ષિ સ્વામિ દયાનંદ.

( શાસ્ત્રી મણિશંકર પ્રાણશંકર શર્મા. )

આજ કાલ કરતાં કેટલીએક શતાબ્દી થયાં આર્યાવર્તમાં વર્ણવ્યવસ્થા એવી તો અનવસ્થ દશામાં છે કે તેના નિર્ણય માટે કેટલાએક કોવિદોથી વિભૂષિત કહેવાતું આર્યાવર્ત કેટલાએક સમય સુધી તો હતભાગ્યજ રહ્યું હતું અને અત્યારે પણ રૂઢી દેવીના સંસ્કારથી સંસ્કૃત થયેલાં કોવિદ્ માન્યોનાં હૃદય તો તેને માટે તેવાંજ છે તો પછી અન્ય અવિદ્વાન માટે તો લખવાનું અથવા તો કહેવાનું કાંઇ પણ અવશેષ રહેતું નથી. સૃષ્ટિ નિયમ તરફ જ્યારે આપણે જોઇયે છીયે તો દરેક સજીવ વસ્તુ સ્વયોગ્ય નિયમાનુસાર ઉન્નત દશામાં આવે છે. અમે કેટલીએક સજીવ વસ્તુ પોતે પોતાની તેમજ અન્યની ઉન્નતિ કેમ કરવી તેને માટે સતત પ્રયાસ કરે છે અને પ્રયાસ કરનાર પોતાના પ્રયાસમાં સફલ થાય ત્યારે જન સમાજ તેને અમુક પદવીથી વિભૂષિત કરે છે. જેમ હાલ આપણી માયાળુ ગવર્નમેન્ટ ડિપ્લોમાં પ્રદાન કરે છે તેમ–આવી રીતનું પદવીપ્રદાન પ્રાચીનકાળથી છે. જે આપણે કેટલાએક ભારતાદિ ઐતિહાસિક ગ્રંથો વાંચવાથી માલમ પડે છે. અને તે વખતે સ્વસ્વગુણ કર્મ સ્વભાવાનુસાર બ્રાહ્મણાદિ પદવી પ્રદાન થતું શાસ્ત્રમાં આપણે વાંચીયે છીયે. તેમજ તે તે પદવીવાળાઓમાં કેટલાં લક્ષણ હોવાં જોઇએ. તેના પણ સ્પષ્ટ લેખો શાસ્ત્રાદિ ગ્રંથોમાંથી મળી આવે છે, હવે આજકાલ એ વર્ણવ્યવસ્થાના

સંબંધમાં એવી તો તાણાતાણ થઇ રહી છે કે જન્મથી વર્ણવ્યવસ્થા માનનારાઓ જાણે છે કે જાણે વગર પ્રયાસે વંશપરંપરાથી ચાલતી આવેલી પદવી પછી ભલે તે પદવીનો ધારક પદવીને કલંકિતજ કેમ ન કરતો હોય તથાપિ તે નામ માત્રની પદવી જવાથી પોતાની મોટી કાંઇ જા ગીરીનો નાશ થતો હોય તેમ માને છે. અને તેવી નામ માત્રની પદવીનું ખંડન કરનારાઓને નાસ્તિક કહી નિંદે છે. અરે ! એટલુંજ નહિ પરંતુ "આ લોકો બ્રાહ્મણોને એકમેક કરવા લાગ્યા, હવે કલિયુગ જરૂર આવ્યો" વિગેરે વાક્યોથી જનસમૂહમાં હલકા પાડવાને કોશિશ કરી રહ્યા છે એટલે તેઓ જન્માર્થથીજ વર્ણવ્યવસ્થા રૂઢીનો આશ્રય લઇને માને છે જ્યારે અન્ય પક્ષ ગુણ કર્માનુસાર વર્ણવ્યવસ્થા શાસ્ત્ર તેમજ યુક્તિસિધ્ધ માને છે. હવે આ બે બાબતમાં નિષ્પક્ષ વિચાર કરવાનું સ્થાન એ છે કે—

૧ ઇશ્વર તરફથી અથવા તો પ્રકૃતિ તરફથી બ્રાહ્મણાદિચિહ્નનું કોઇ પ્રકારનું ચિન્હ મળ્યું હોય તેમ દેખાતું નથી. એટલે કે મનુષ્ય માત્ર પ્રાકૃતિક સંકેતથી સર્વ સરખાં છે. અને જે પ્રકૃતિએ મનુષ્ય માત્રને સંકેત આપ્યા છે તે મનુષ્યનાં વીર્યમાં છે. એટલે કે જેવાં મા બાપ હોય તેવાં સંતાન થાય. અર્થાત્ મનુષ્યથી મનુષ્ય, સર્પથી સર્પ, અને પશુથી પશુજ જન્મે છે. જેવી કાઠી, રંગ, અને રૂપ માત પિતાના હોય અને તત્સદૃશ તેના સંતાનના પણ થાય તો તે કાંઈ પ્રાકૃતિક નિયમથી વિરૂદ્ધ ન કહેવાય અને એટલુંજ વીર્યનું મહાત્મ્ય માનવું યોગ્ય છે એથી વિશેષ માની શકાય તેમ નથી.

૨ બીજા ગુણ માટે એવી રીતે સિધ્ધ થાય છે કે જેવા સંસ્કાર અને સંગતિ થશે તેવાજ ગુણ સંપાદન થશે એટલે જો માતા પિતા સુઘડ, ધીર, વિદ્વાન, અને સત્યવકતા આદિ ગુણ સંપન્ન હશે તો તેનાં સંતાન પણ તેવાજ સુઘડ, ધીર, વિદ્વાન અને સત્યવકતા આદિ ગુણવાળાં થશે. અર્થાત્ તેના ગુણો સહજમાં સત્વર ધારણ કરી લેશે પરંતુ માત પિતા દુર્ગુણી એટલે કે અસત્યવાદી, ક્રોધી, પાખંડી, અભિમાની, અને વિદ્યા રહિત હશે તો પછી તેનાં સંતાન પણ તેવાજ ગુણવાળા થશે અથવા કહો કે તેવાજ ગુણો ધારણ કરશે. તેમજ બીજાની અપેક્ષાએ નિકૃષ્ટ થશે. તેમજ કોઇ કોઇ ગુણ પૂર્વજન્મના સંસ્કારથી ઉદય થાય છે તે બાબત વિશે તો ઉપર લખવામાં આવ્યું છે માટે એજ માતા, પિતા, ગુરૂ, આચાર્ય, અતિથી, મિત્ર, વિદ્યા વિગેરેનું તથા પૂર્વ સંસ્કારનું માહાત્મ્ય છે. અને તેજ ઉચ્ચ નીચ પદના પ્રાપ્ત થવાના હેતુ છે

૩ માતા પિતા અભણ હોય અને તેમનો પુત્ર કવિ વિદ્વાન હોય અને તેનામાં બ્રાહ્મણ- પણાના ગુણ હોય તો અજાણ્યા પ્રદેશમાં પણ બ્રાહ્મણ પદવી બતાવ્યા સિવાય પણ બ્રાહ્મણ પદવીના સમાન તેનો આદર થશે પરંતુ વિદ્વાન બ્રાહ્મણ ગુણ સંપન્નનો પુત્ર જો અવિદ્વાન અને મૂર્ખ હશે તો અજાણ્યા પ્રદેશમાં જ્યારે જશે ત્યારે પોતાને "બ્રાહ્મણનો પુત્ર" એમ કહેતા છતાં પણ તેને બ્રાહ્મણ સમાન માનવામાં આવશે નહિં યદ્યપિ ભોળા લોકો નામ માત્રના વિશ્વાસથી માની પણ લેશે તથાપિ તેને એક પાત્રનાં જમતા તો નહિજ કરતા હશે. આ દાખલા ઉપરથી આમ સિધ્ધ થાય છે કે ગુણ કર્મજ મનુષ્ય આદિ વર્ણનું નિદર્શક છે.

જો ગુણ કર્મ નહિ માનવામાં આવે તો પૂર્વોક્ત બંને પુત્રના પિતાનું વીર્ય તો પોત પોતાના શરીરમાં સામેલજ હતું; છતાં શા માટે ઓળખવામાં ફેર પડયો ?

૪ કોઇ બ્રાહ્મણ વિલાયત જાય અથવા કોઇ બ્રાહ્મણ કોઇ યવન કે શુદ્રની સાથે ભોજન કરે તો બ્રાહ્મણો તેને ઝટ પોતાની જ્ઞાતિથી બહિષ્કાર કરે છે. હવે જો વીર્ય ઉપરથીજ બ્રાહ્મણાદિ વર્ણવ્યવસ્થા છે તો પછી તેનામાં વીર્ય જે બ્રાહ્મણ પિતાનું છે તેવું ને તેવુંજ છે તો પછી તેમાં શું બગડયું ? કે જેને માટે જ્ઞાતિ બહાર કરવામાં આવે છે ? પરંતુ વાસ્તવમાં આમ ઠરે છે કે " અભક્ષ્ય ભક્ષણું રૂપનીય કર્મ કર્યું અને તેજ બ્રાહ્મણત્વથી વિરૂધ્ધ કર્મ થયું ; મતલબ કે જે કોઇ બ્રાહ્મણ પદવી પ્રાપ્ત કર્યા પછી પણ જો દુષ્ટ અને નિંદ્ય કર્મ કરે તો તે કલંકિત અને શિક્ષા પાત્ર થાય અને જો રજવીર્ય પરજ વર્ણવ્યવસ્થા હોય તો મરણ પર્યંત કોઇ પ્રકારનાં પણ નિંદ્ય કર્મ કરવાથી તેની વર્ણવ્યવસ્થા બગડવી ન જોઇયે તેમજ તેનો બહિષ્કાર ન થવો જોઇએ. તેમજ વર્ણવ્યવસ્થા પ્રાકૃતિકજ છે એમ માનીયે તો પણ કાંઇ બગડયું નહિં કહેવું જોઇયે છતાં કહેવાય છે ! ! !.

૫ જો વીર્ય અને ગુણ કર્મ બન્નેને બ્રાહ્મણાદિ વર્ણનો હેતુ માનવામાં આવે તો વાલ્મિક આદિ મહર્ષિઓને બ્રાહ્મણ ન કહેવા જોઇયે; કિંતુ વર્ણસંકર કહેવાવા જોઇયે. પરંતુ કોઇ શિષ્ટ પુરૂષ તેમ કહેતું નથી.

૬ જો માતાનું રજ નહિં પણ પિતાનુંજ વીર્ય પ્રધાન માનવામાં આવે જેમકે વાલ્મિક આદિ બ્રાહ્મણના વીર્યથી અને નીચ જાતીની માતાનાં રજથી ઉત્પન્ન થયેલા છે તો તો તેનો બાપ બ્રાહ્મણ હોય તોપણ તે બ્રાહ્મણ ન કહેવાવો જોઇયે; કિંતુ વ્યભિચારી, વેદ વિરોધી અને નીચ સ્ત્રીઓનો સંસર્ગ કરનાર હતો તેટલા માટે તેનાં સંતાન વર્ણસંકર કહેવાય પણ બ્રાહ્મણ ન કહેવાય. અને જો તેમ ન માનીયે તો વર્તમાન કાલમાં જો કોઇ બ્રાહ્મણાદિ વર્ણના પુરૂષ જો કોઇ બીજી જાતીની સ્ત્રીથી પુત્ર ઉત્પન્ન કરે તો જેમકે શુકદેવજીની માતા સમાન વ્યાસ વર્ણસંકરને ઘેર બ્રાહ્મણ કન્યા આપી હતી તેવી રીતે—તે સંતાને પણ વર્તમાનનાં બ્રાહ્મણાદિ વર્ણવાળાઓએ કન્યા આપવી જોઇયે પરંતુ આમ કોઇ કરતું નથી પરંતુ ઉલટા તેવા પ્રકારના બાપ દીકરાને જ્ઞાતિ બહાર કરે છે ! ખરેખર ! વીર્ય ઉપર બ્રાહ્મણત્વ માનવું, આ સર્વ મિથ્યાભિમાન અને કથન માત્ર છે ! આ મિથ્યાભિમાનની ખૂબી તો જુઓ કે " વાલ્મિકાદિ મહર્ષિયોને વર્ણસંકર કહો તો ભલે કહો પણ અમે તો અસલી બ્રાહ્મણજ છીયે." એ પ્રમાણે મિથ્યાભિમાની વદે છે ! !

૭ જો કોઇ આમ કહે કે " કલીયુગ માટે આગલા જમાનાની રીત અનુચિત છે તે રીત તો પૂર્વકાલમાંજ યોગ્ય હતી. તો તેના પ્રત્યે પ્રશ્ન એવો થાય છે કે—વેદ, મનુસ્મૃતિ આદિ કોઇ પણ પ્રાચીન ગ્રંથમાં આમ લખ્યું છે કે " કલિયુગમાં વેદ કે અમુક ગ્રંથ અમાન્ય થશે " ! છતાં આજ કાલ તો મનુસ્મૃતિ અને વેદાદિ સત્ય ગ્રંથોની આગળ ધર્મ સિંધુ આદિ આધુનિક નવિન ગ્રંથો ઉલટા અમાન્ય ગણાય છે ! વળી શ્રીમદ્ ભાગવત કે જે કલીકાલ માટે મહાન ગ્રંથ છે તેના ૧૧ મા સ્કંધમાં બ્રાહ્મણ પોતાની વર્ણ સાથે ચારે વર્ણની કન્યા સાથે પરણે તથા

ક્ષત્રિય પોતાની વર્ણ સાથે ત્રણ વર્ણની કન્યા સાથે પરણે, વૈસ્ય પોતાની વર્ણ સાથે બે વર્ણની કન્યા સાથે પરણે અને શુદ્ર પોતાનાંજ વર્ણની કન્યા સાથે પરણી શકે આમ, લખ્યું છે છતાં હાલમાં તે પ્રમાણે શામાટે નથી કરતા ? અરે એટલુંજ નહિં પણ જો કોઈ હાલમાં એ પ્રમાણે કરે તો તેને ઝટ ભ્રષ્ટ ગણી જ્ઞાતિથી બહાર કહાડી મુકે છે !! આ ઉપરથી ફલિતાર્થ એ નિકળ્યો કે હાલમાં તો " રૂઢી માત્ર બ્રાહ્મણાદિ વર્ણ છે. પરંતુ વીર્ય અથવા તો ગુણ કર્મથી વર્ણ નથી. " પણ આ કલ્પના સત્ય ગ્રંથોની તેમજ યુકિતની વિરૂદ્ધ હોવાથી આવી રૂઢી વિદ્વાનોમાં તો માન્ય થઇ શકે તેવી નથીજ.

૮ જો બાપનાં વીર્ય અને ગુણ કર્મને બ્રાહ્મણ કહેવામાં આવે તોપણ ઉપર લખ્યા પ્રમાણે દુષણ આવશે. જેમકે વિશ્વામિત્રના શરીરનું ઉપાદાન કારણ ક્ષત્રિયનું વીર્ય હતું અને વસિષ્ઠના બાપનું નામ તેમજ જાબાલના કુલનો પત્તોજ નથી.

૯ જો કોઇ ખાનદાનનાં અભિમાન ઉપર ખ્યાલ રાખી કહે તો તેમાં એટલું તો યથાર્થ છે કે, ત્રણ પેઢીથી અધિક જે કુટુંબમાં શરીરનું રૂપ, રંગ, બેસવું, ઉઠવું, સભ્યતા, શૌર્ય, ધૈર્ય, મધુરતા, નમ્રતા ઇત્યાદિ કેટલાએક ગુણનો પ્રવાહ ચાલ્યો આવતો હોય તો તેનાં સંતાનમાં પણ ઉપર લખેલાં ગુણો સહજમાં પ્રાપ્ત થશે અને શરીરનાં રંગ રૂપનો માતાપિતાની કાઠી ઉપર આધાર છે. બાકીના ગુણ તેની સંગતિથી સહજ સ્વભાવતઃ જલદી પ્રાપ્ત થાય છે તેટલા માટે ખાનદાનપણાંનો કાંઇક મહિમા છે. ખરો તથા વિદ્યા આદિ અથવા ખાનદાનપણા રહિત અથવા અલ્પ માતપિતાનાં સંતાન પણ તેનાં જેવાંજ થાય એ અસંભવિત છે. તેટલા માટે કેવળ ખાનદાન ઉપર આધાર નથી પણ કેલવણી ( સંસ્કાર-અભ્યાસ ) ઉપર આધાર છે. આથી પણ વર્ણવ્યવસ્થા ગુણકર્મની યોગ્યતા ઉપરજ માનવી યથાયોગ્ય છે, પણ વીર્ય ઉપર તો નહિંજ.

૧૦ ઉપર લખેલા વિષયમાં યદ્યપિ શંકા સમાધાન બીજાં પણ છે; જેમકે પુત્ર બ્રાહ્મણ પદવી પામ્યો હોય અને માતપિતા ગુણકર્મથી શુદ્ર હોય તો તેઓની સેવા તે કેમ કરશે ? અથવા પિતા બ્રાહ્મણ હોય અને પુત્ર શુદ્ર હોય તો જાયદાદનો ભાગી કેમ થઇ શકશે ? ઇત્યાદિ. તથાપિ તેનાં સમાધાન પણ અનેક છે. જેમકે-સેવાનો હક ગુણ પ્રત્યુપકાર વિગેરે ઉપર છે. કાંઇ જાતિ અભિમાન ઉપર નથી. જેમકે શ્રીકૃષ્ણચંદ્ર ક્ષત્રિય અને વિદુરજી દાસી પુત્ર હતા છતાં પણ બ્રાહ્મણો તેમને પૂજ્ય માનતા હતા વળી ગુરૂ પાસેથી જ્યારે કોઇ મનુષ્ય વિદ્યા શિખે ત્યારે તે ગુરૂ ગમે તે જાતનો હોય તથાપિ તે વિદ્યા રૂપ ગુણના બલથી સેવા યોગ્ય થઇ જાય છે; ત્યારે માતા પિતાનો ઉપકાર તો એટલો બધો છે કે આયુષ્ય પર્યંત જો માતાપિતાની સેવા કરવામાં આવે તો પણ તેનો સંપૂર્ણ બદલો વળી શકે નહિં. માટે માતપિતાની સેવા કરવા સંબંધી સવાલ વ્યર્થ છે; વળી કેટલાએક બ્રાહ્મણોએ ક્ષત્રિયો પાસેથી વિદ્યા મેળવી છે. અને તેની સેવા કરી છે. ( જુઓ છાંદોગ્ય ઉપનિષદ તથા બૃહદારણ્યકોપનિષદ ) તેમજ જે દાય છે તે જાતિ અને વિદ્યાના ભાગ ઉપર વેહેંચાતી નથી; કિંતુ તેનો આધાર "વીર્ય રૂઢી ઇત્યાદિ કારણો ઉપર છે. જેમકે સાધુઓમાં એક જાતનો ગુરૂ અને બીજી જાતનો" ચેલો હોય

ભાવાર્થ—શૂદ્ર કુલમાં ઉત્પન્ન થઇને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના સમાન ગુણ કર્મ સ્વભાવવાળો હોય તો તે શૂદ્ર બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યત્વને પ્રાપ્ત થાય; તેવીજ રીતે જો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કુલમાં ઉત્પન્ન થયો હોય અને તેના ગુણ કર્મ સ્વભાવ શૂદ્ર સદૃશ હોય તો તે શૂદ્ર થઇ જાય છે; તેવીજ રીતે ક્ષત્રિય તથા વૈશ્યના કુલમાં ઉત્પન્ન થઇને બ્રાહ્મણ અથવા તો શૂદ્ર સમાન ગુણ કર્મ અને સ્વભાવ હોવાથી બ્રાહ્મણ અને શૂદ્રત્વને પણ પ્રાપ્ત થાય અર્થાત્ ચારે વર્ણમાં જે જે વર્ણની સદૃશ ગુણ કર્મ સ્વભાવ વાળો જે પુરૂષ હોય તે ગુણ કર્માનુસાર વર્ણથી ઓળખવામાં આવે.

नजात्या ब्राह्मणाश्चात्र क्षत्रियो वैश्य एवच ॥
नच शूद्रो नवैम्लेच्छो भेदिता गुण कर्मभिः ॥ १ ॥
कर्मणोत्तम नीचत्वं काल तस्तु भवेद् गुणैः ॥
विद्याकला श्रयेणैव तन्नाम्ना जाति रुच्यते ॥ २ ॥
विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः ॥
तपो विशेषैः सप्राप्ता उत्तमत्वंनजातितः ॥ ३ ॥

ભાવાર્થ—આ લોકને વિશે જન્મથી લઇને કોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અને મ્લેચ્છ નથી પરંતુ ગુણ તથા કર્મવડે તેવા ભેદ પડેલા છે. મનુષ્યને કર્મવડે તથા ગુણવડે કાલે કરીને ઉત્તમ તથા નીચપણું પ્રાપ્ત થાય છે અને જે જે વિદ્યા તથા કલાના આશ્રયથી તે પોતાનો નિર્વાહ ચલાવે છે તે તે વિદ્યા તથા કલાના નામથી તેની જાતિ કેહેવાય છે. વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ તથા નારદાદિ ઋષિયો તપ વિશેષે કરીને ઉત્તમપણાને પામ્યા પણ જન્મ માત્રથી તો નહીંજ.

આ ઠેકાણે એક શંકાનો અવકાશ એવો રહે છે કે જો જન્મથી જાતિ ( વર્ણ ) ન હોય અને ગુણ કર્મ સ્વભાવ પરકજ વર્ણ હોય તો મનુસ્મૃતિમાં " **गर्भाष्टमेव्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम्** " આદિ જે શ્લોક છે તેની વ્યવસ્થા કેમ થાય? કારણ કે ગર્ભથી આઠમે વરસે બ્રાહ્મણને યજ્ઞોપવિત સંસ્કાર કરવો, ક્ષત્રિયને અગિઆરમે વરસે અને વૈશ્યને બારમે વરસે કરવો. તો તેટલામાં તેનાં ગુણ કર્મનો અસંભવ હોવાથી વર્ણ ભેદ જન્મથીજ લેવા જોઇશે? એનું સમાધાન એટલુંજ કે એક નાનું બાલક પાંચ વર્ષની વયમાં સ્કુલમાં ભણવા જાય છે અને તેને વિદ્યાપર પ્રેમ નથી હોતો તથાપિ તેનાપર વ્યવહાર કરવામાં આવે છે કે " આ વિદ્યાર્થિ છે. " તો આ ઉપરથી એની આગળ ઉપર થનારી સંજ્ઞાનો બોધ છે. પછી તે તે પ્રમાણે ન થાય તો તે સંજ્ઞા તેની જતી રહે છે. કાંઇ કાયમ રહેતી નથી. તેજ પ્રમાણે આ ઠેકાણે પણ બ્રાહ્મણના રજવીર્યથી ઉત્પન્ન થયેલા બાલકને ભાવી બ્રાહ્મણ સંજ્ઞાના વ્યવહારથી ઉપનયન સંસ્કારનો ઉપદેશ છે. પરંતુ તે તેની વર્ણ નિશ્ચિત નથી. એજ પ્રમાણે ક્ષત્રિયાદિમાં સમજવાનું છે. અને ખાસ એ હેતુથીજ મનુ મહારાજ આગળ ચાલતાં બોધે છે કે—

आचार्यस्त्वस्ययांजातिंविधिवद्वेदपारगः ।
उत्पादयति सावित्र्या सानित्या साऽजराऽमरा ॥ १४८ મનુ૦ અ૦ ૨

સંપૂર્ણ વેદના જાણવાવાળા આચાર્ય આ બાળકને વિધિ પ્રમાણે ગાયત્રિ ઉપદેશદ્વારા જે જાતિ ઉત્પન્ન કરે છે તેજ જાતિ ( વર્ણ ) તેની તેના જીવનપર્યંત નિત્ય, અજર અને અમર કેહેવાય છે. ( કેમકે તેનાથીજ તે બાળકને શાશ્વત બ્રહ્મની પ્રાપ્તી થાય છે. )

આ ઠેકાણે સ્પષ્ટ અભિપ્રાય છે કે આચાર્ય કુળમાં નિવાસ કરીને જેવી જેવી વિદ્યાકલા કૌશલ્યતામાં બાળક નિપુણ નિકળે તેનો નિશ્ચય કરીને પછી આચાર્ય તેની જાતિ ( વર્ણ ) નો ગુણકર્માનુસાર નિશ્ચય કરી આપે છે અને તેજ વર્ણ તેનો નિત્ય કહેવાય. એટલા માટે ઉપનયન સંસ્કાર માટે જે જાતિનું નામ લઇ વર્ષ બનાવ્યાં છે તે ફક્ત ભાવિની સંજ્ઞા છે. જો તેમ ન માનીયે તો પરસ્પર ઉપરોક્ત બે શ્લોકની સંગતિનો અસંભવ છે. તેમજ:—

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ॥
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ म० १ श्लो० ८८
प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ म० १ श्लो० ८९
पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ म १ श्लो० ९०
एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ॥
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ म० १ श्लो० ९१

બ્રાહ્મણાદિ વર્ણોના કર્મનું વર્ણન કરતાં મનુમહારાજ જણાવે છે કે—ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો, કરાવવો, દાન લેવું, દાન આપવું, આ ૭ કર્મ બ્રાહ્મણનાં છે. ( તેમાં પણ પ્રતિગ્રહ ( દાન લેવું ) એ નીચ કર્મ છે એમ મનુ સૂચવે છે- ) અર્થાત એ ધર્મ કર્મનો સમુચ્ચય જેમાં હોય તેને બ્રાહ્મણ જાણવો.

ન્યાયથી પ્રજાની રક્ષક અર્થાત્ પક્ષપાત છોડીને શ્રેષ્ઠના સત્કાર તથા દુષ્ટોનો તિરસ્કાર પૂર્વક સર્વ પ્રકારથી પ્રજાનું રક્ષણ કરવું, સત્પાત્રને દાન આપવું. યજ્ઞ કરવા, વેદાદિ સચ્છાસ્ત્રોનું ભણવું, વિષયોમાં આસક્ત રહિત થવું, એ ક્ષત્રિયનું કર્મ છે. અર્થાત્ એવાં કર્મ જેમાં હોય તેને ક્ષત્રિય જાણવો.

ગૌ આદિ પશુઓનું રક્ષણ કરવું, વિદ્યા તથા ધર્મ વિગેરેની વૃદ્ધિ થવા માટે ધનનો વ્યય કરવા દાન આપવું, યજ્ઞ કરવો, વેદાધ્યયન કરવું, સર્વ પ્રકારનો અનિન્દ્ય વ્યાપાર કરવો, વ્યાજનો ધંધો કરવો, અને ખેતી કરની. એ વૈશ્ય સંજ્ઞાવાળો છે.

નિંદા, ઇર્ષ્યા, અભિમાન આદિ દોષોને છોડીને બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરવી અને તેનાથીજ પોતાનું જીવન ચલાવવું એજ શૂદ્રનાં ગુણ કર્મ છે.

આવાજ અભિપ્રાયથી શ્રી કૃષ્ણચંદ્ર મહારાજ પણ અર્જુનને ઉપદેશ આપતાં વદે છે કે—

शमोदमस्तपः शौचंक्षान्तिरार्जवमेवच ॥
ज्ञानंविज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ॥ गी० अ० १८ श्लो० ४२

शौर्यंतेजोधृतिर्दाक्ष्यं युद्धेचाप्यपलायनम् ॥
दानमीश्वरभावश्च क्षात्रंकर्मस्वभावजम् ॥ गी० अ० १८ श्लो० ४३
कृषिगोरक्ष्य वाणिज्यंवैश्यकर्मस्वभावजम् ॥
परिचर्य्यात्मकंकर्म शूद्रस्यापिस्वभावजम् ॥ गी० अ० १८ श्लो० ४४

શમ-અંતઃકરણને રોકવું, દમ-ચક્ષુ આદિ ઇંદ્રિયોનો નિરોધ કરવો, તપ-તપશ્ચર્યા કરવી, શૌચ-બહાર અને અંદર બંને પ્રકારની શુધ્ધતા રાખવી, ક્ષાંતિ-શકિતસંપન્ન છતાં પણ સહનશીલ રહેવું, આર્જવ-સરલતા રાખવી, જ્ઞાન-વેદાદિ સચ્છાસ્ત્રોનું જ્ઞાન મેળવવું, વિજ્ઞાન-પૃથ્વીથી લઇને ઇશ્વર પર્યંતનું જ્ઞાન મેળવવું, આસ્તિક્ય-ધર્મ અને ઇશ્વર પર શ્રધ્ધા રાખવી, એટલા ગુણકર્મ બ્રાહ્મણના છે. અર્થાત્ એવા ગુણકર્મ જેનામાં હોય તેને બ્રાહ્મણ સમજવો.

શૌર્ય-યુદ્ધ કર્મમાં પ્રહાર કરવામાં ઉત્સાહી, તેજ-સ્વભાવે તેજસ્વી, ધૃતિ-વિપત્તિ આવવાથી પણ આકુલવ્યાકુલ ન થાય, દાક્ષ્ય-બુદ્ધિને સ્થીર રાખી હુશિયાર રહેવું, અપલાયન-યુધ્ધના વખતે શસ્ત્ર પ્રહારથી ભય પામી નાશી ન જવું, દાન-ઉદારસ્વાભાવે દાન આપનાર, અને ઇશ્વરભાવ-ઇશ્વરમાં શ્રદ્ધા રાખવી, એટલા ગુણ કર્મ ક્ષત્રિયમાં સ્વભાવજ હોય છે. અર્થાત્ એવા ગુણકર્મવાળા મનુષ્યને ક્ષત્રિય સંજ્ઞા અપાય છે.

કૃષિ-ખેતી કરવી, ગોરક્ષ્ય-ગૌ આદિ પશુઓની રક્ષા કરવી, વાણિજ્ય-વ્યાપાર કરવો એ વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે. અર્થાત્ એવા ગુણ કર્મવાળો મનુષ્ય વૈશ્ય કહેવાય છે. તેમજ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરવી એ શૂદ્રનું કર્મ છે. અર્થાત્ જેને કોઇ પણ પ્રકારની વિદ્યા, કલા વિગેરે શિખવતાં છતાં પણ ન આવડે એમ હોય તો તેણે ઉપરોક્ત ત્રણ વર્ણની સેવા કરી પોતાની જીવિકા ચલાવવી. પછી તે ગમે તેવાં રજવીર્યથી ઉત્પન્ન થયો હોય. અને એ પ્રમાણે ત્રણે વર્ણની સેવા કરીને જીવિકાનું કર્મ કરે તેને શૂદ્ર જાણવો. આ પ્રમાણે વેદાદિ સતશાસ્ત્રો વિચારતાં વર્ણવ્યવસ્થા ગુણ કર્મ સ્વભાવથીજ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

આજકાલ કેટલાએક જન સમુદાયનું એવું મંતવ્ય છે કે આર્યસમાજના પ્રવર્તક સ્વામિશ્રી દયાનંદ સરસ્વતીએ વર્ણવ્યવસ્થાને તોડી અને પીંખી નાંખી અને વર્ણાવર્ણી બધાને એક કરવાનો સિદ્ધાન્ત શાસ્ત્રોના ઉંધા અર્થ કરીને દર્શાવ્યો. જોકે આવું મંતવ્ય તે તેઓની અવિદ્યાનું પરિણામ છે કે રૂઢી પર આરૂઢ થયાનું પરિણામ છે તે તો તેઓ જાણે; પરંતુ પ્રાચિનકાલની વર્ણવ્યવસ્થા એ એક મહાન ઉન્નતિનું સાધન હતું એમાં તો કાંઇજ શક નથી. અને અર્વાચીન વર્ણ વ્યવસ્થા તો એક લખાવી લીધેલો અથવા તો પોતે પચાવી પડેલો ઇજારોજ કહેવાય અને તેથીજ આર્યાવર્તની અવનતિ થઇ હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય ગણાય એમ અમે તો ધારતા નથી. શ્રીમત્સ્વામિ શ્રી દયાનંદ સરસ્વતીજીએજ વર્ણ વ્યવસ્થા ગુણકર્માનુસાર માની હોત અને પ્રાચીન શાસ્ત્રો જો રજ વીર્ય પર વર્ણ વ્યવસ્થા માનતાં હોત તો તો અલબત કાંઇક પણ ઉપાલંભ અથવા તો આક્ષેપનું સ્થાન સ્વામિજી ગણાતે પરંતુ આતો તેથી જુદુંજ છે. સ્વામિ દયાનંદજીનું કાંઇ પણ મંતવ્ય તે કેવલ સ્વતંત્ર મંતવ્ય છે એમ સમજવું એજ મોટી ભૂલ છે, તેઓ પોતે પણ તેજ મંતવ્ય માનતા હતા કે જે મંતવ્ય માટે

આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ ઉલ્લેખો લખ્યા છે, તેમજ જે સૃષ્ટિ નિયમાનુકુલ હોય. સ્વામિજી પણ વેદ અને પરતઃ પ્રમાણ શાસ્ત્રો તથા સૃષ્ટિ નિયમ એટલાને આધીન થઇનેજ સ્વામીજીએ મંતવ્ય બહાર પાડયાં છે. જો ગુણ કર્માનુસાર વર્ણવ્યવસ્થા માનનાર સ્વામિશ્રી દયાનંદ સરસ્વતીજીને આપણે વર્ણાંતર્ણી એક કરનાર માનિયે તો તો તેની આગળના આપણાં માનનીય વેદ, મનુસ્મૃતિ, બ્રાહ્મણગ્રંથો, સૂત્રગ્રંથો, ભગવદ્‌ગીતા, મહાભારત આદિ અનેક ગ્રંથોના પર ખરે કહો કે તેના કર્તાના પર વર્ણાંતર્ણી એક કરવાનો આરોપ કેમ ન મુકીયે? કે જેના આધારે લઇને સ્વામિ દયાનંદજી ગુણ કર્માનુસાર વર્ણવ્યવસ્થા બતાવે છે! આવે ઠેકાણે જો આપણી નિષ્પક્ષ બુધ્ધિ કામે લગાડીયે તો જરૂર આપણને પણ ગુણકર્માનુસાર વર્ણ વ્યવસ્થા ઉપરજ આવવું પડશે અને આધુનિક આરૂઢ થયેલો દુરાગ્રહ છોડવોજ પડશે. અને એજ બુદ્ધિમાનનું કામ છે કે એક વાત પોતે અમુક માની હોય અને તેજ વાત પ્રાચીન આપ્ત પુરૂષોના લેખથી અનુભવથી વિરૂદ્ધ હોય તેમજ સૃષ્ટિ નિયમથી તે વિરૂદ્ધ હોય તો પોતે પોતાની માનનીયતા છોડીને જે સત્ય માનનીય હોય તે સ્વિકારવું એજ વિદ્વત્તા છે. અને તેમાંના જ સ્વામિ શ્રી દયાનંદજી મહારાજ એક હતા એમ માનવાને ખાસ કારણ મળે છે. અને એટલા માટેજ સ્વામી દયાનંદજી એવા અભિપ્રાય સૂચક લખી પણ ગયા છે કે "જ્યાં સુધી **વર્ણવ્યવસ્થા** વેદ તથા પ્રાચીન આપ્ત ઋષિ મુનિઓના લેખ પ્રમાણે પુનઃ ચાલુ ન થાય ત્યાં સુધી આર્યાવર્તની ઉન્નતિની દિશા ઘણીજ દુર છે. ઇત્યોમ.

---

# સ્વામી દયાનંદ અને પતિતોદ્ધાર.

---

He is great who confers the most benifits

(*Emerson*)

પશ્ચિમમાં અસ્પૃસ્ય નહિ પરન્તુ પતિતપાવન ઇશ્વરના અસ્ખલિત અને સમાન સ્નેહ ધર્મને ન સમજનારા પાપી જનોની દુષ્ટવૃત્તિના ભોગ થઇ પડેલાં અનેક બાલકોનો ઉદ્ધાર કરનાર પોતાના નાના બંધુ માનનાર ડો. બનાડો વિશે—એના જ્વલંતકાર્ય માટે એક સ્થળે લખ્યું છે કે "He had faith that god would refuse hence nothing that was according to His vice" અને આ સ્વામી દયાનંદના સબંધમાં અક્ષરશઃ સત્ય ઠર્યું છે. દ્વારિકાંથી હરદ્વાર સુધી પર્યટન કરી, જુનાં—નવાં શાસ્ત્રોનું અધ્યયન કરી, જગત ઉપર ચાલતા અનેક ધર્મોનું સંશોધન કરી—આર્યાવર્તની સાંસારિક—રાજકિય અને ધાર્મિક સ્થિતિ જોઇ આ મહાત્મા—આ મહર્ષિ પવિત્ર ગંગા તટે હિંદની સ્થિતિ જોઇ—તેનું ભાન થતાં એક હાથે મહાભારત કાર્ય કરવાની મુશ્કેલી જોતાં રૂવે—રૂવા તેમાં શું આશ્ચર્ય? શુદ્ધ—અંતઃકરણના સ્નેહનાં આસું જે હૃદયમાં ઉદ્‌ભવતાં નથી તે મનુષ્ય મનુષ્ય થવાને લાયકજ નથી.

મહર્ષિ ધ્યાન દે આર્યાવર્તની સ્થિતિ જોઇ અને મહાભારત કાર્ય માથે લીધું. જે ધર્મમાં–જે મનાતા ધર્મોમાં ગૃહ લક્ષ્મી–માતા–અજ્ઞાન રહે–પશુ રહે, કેવળ પશુવૃત્તિનું સાધન લેખાય તે ધર્મ કેમ કહેવાય? જે દેશના જગવંદનીય મહા પુરૂષો સ્ત્રીઓને વિદુષી–શીલવતી–સદ્ધર્મચારિણી–બલવતી વીરસૂતી કરવા અનેક પ્રયત્નો કરતા અને જોવા ઇચ્છતા તે દેશમાં સ્ત્રીઓને વેદોચ્ચાર સાંભળવા હક ન આપે–પશુવત્ તેમને તાડન કરે તે દેશની ઉન્નતિ કયાંથી સંભવે? જે દેશમાં

> चत्वार एकस्य पितुःसुताश्च
> तेषां सुतानां खलुजातिरेका ।
> एवं प्रजानां हि पितैक एव
> पित्रैव भावात् न च जातिभेदः ॥

આવાં ધર્મ વાકયો છે છતાં " બાર ભૈયા ને તેર ચોકા!" 'અભડાયા' અરડાયા ' નો પાર ન રહે ત્યાં પછી આગળ વધતા જતા જગતમાં અગ્રસ્થાન કયાંથી મળે? આ વિચાર સ્વામીશ્રીને ઉદ્‌ભવ્યો અને આર્ય સમાજના અનેક કાર્યોમાં પતિતનો ઉધ્ધાર એક મુખ્ય કામ લેખાયું.

સ્વામી દયાનંદના ધાર્મિક વિચાર આપણને અનુકુળ ન હોય છતાં તેમના મહાન્ કાર્યની અવગણના કરવી–હિંદુસ્તાન ઉપર ચિરસ્મરણીય કરેલા ઉપકાર વિસરી જઇ ગાલી પ્રદાનમાં મસ્ત રહેવું એ મનુષ્યત્વ તો નથીજ. સ્નેહ એજ પ્રભુ છે અને જે અન્યનો તિરસ્કાર કરે છે તે પ્રભુને ઓળખી શકતોજ નથી–પ્રભુ તેનાથી દુરજ રહે છે. સ્વામી દયાનંદજીએ અનેક ધર્મોનું ખંડન કર્યું છે પરંતુ ધર્મ ચાલકો પ્રત્યે તિરસ્કાર દ્વેષનો ઉલ્લેખ કર્યો નથી અને એજ મહત્તાનું લક્ષણ.

અનેક રાજ્યોની ઉત્ક્રાન્તિ અને વધતા જતા અજ્ઞાનને પરિણામે સ્ત્રીઓને વિદ્યાનો અધિકાર નથી એમ મનાતાં પુરૂષની ગણનામાં સ્ત્રીઓ હલકી લેખાવા લાગી, અને **स्त्री स्वातंत्र्यं नार्हति** એ વેદ વાકય થયું. ઇંગ્રેજી વિદ્યાના પ્રચારથી–પશ્ચિમના સહવાસથી અત્યારે ' સ્ત્રીઓના હક ' સ્ત્રીઓનાં વ્યકિતત્વ માટે અનેક પ્રયત્નો થાય છે પરન્તુ તે સર્વની પહેલાં ધર્મકાર્યની માફક ગણી જાગૃત કરવાનું કામ તો સ્વામી દયાનંદ અને તેમના અનુયાયીઓએજ કર્યું છે. સ્ત્રીઓ સમક્ષ વેદોચ્ચાર થાય નહીં એટલુંજ નહિ પણ અત્યંજ મનાતાને પણ વેદોચ્ચાર સાંભળવાનો હક નથી એમ નહિ પણ વેદ અપવિત્ર થાય એમ માનતાં–માને છે. પાંચેક વર્ષ ઉપર એક સુશિક્ષિત નાગર ગૃહસ્થને ત્યાં યજ્ઞોપવિતની ક્રિયા હતી–તે સદ્‌ગૃહસ્થે પોતાના મિત્રો–અમલદારોને ( ચાંલ્લા માટે ? ) નોતર્યાં હતા. આમાં એક પ્રતિષ્ઠિત મુસલમાન હતો. ક્રિયા થતાં પોતાને પવિત્ર માનતા કહેવાતા બ્રાહ્મણોએ સ્વયં પવિત્ર વેદ અપવિત્ર થવાની બ્હીકે પેલો મુસલમાન ત્યાંથી ઉઠે નહી ત્યાં સુધી વેદોચ્ચાર કરવા ના કહી. આ સંબંધી દયાનંદજી કહે છે કે–યજુર્વેદના છવીસમાં બીજા મંત્રમાં–" પરમેશ્વર કહતા હૈ કિ જૈસે મૈં સબ મનુષ્યો કે લીયે ઇસ વાણી અર્થાત્ સંસાર ઔર મુક્તિ કે સુખ દેને હારી ઋગ્વેદાદિ વિચારો વેદોંકી વાણીકા ઉપદેશ કરતા હું વૈસે તુમભી કીયા કરો......કયા ઇશ્વર પક્ષપાતી હૈ કી વેદોં કે પઢને સુનનેકા શુદ્રોંકે લીયે નિષેધ ઔર દ્વિજોં કે લિયે વિધિ કરે?" હાલના સમયમાં કેટલાક

સ્ત્રી કેલવણીના હિમાયતીઓ સ્ત્રીઓને અમુક શિખવવું ને અમુક નહીં એમ કહે છે પરંતુ દયાનંદજી એથી આગળ વધી વેદના પ્રમાણો સાથે કહે છે કે, "જૈસે પુરૂષો કો વ્યાકરણ, ધર્મ ઔર અપને વ્યહાર કી વિદ્યા ન્યૂન હો ન્યૂન અવશ્ય પઢની ચાહિયે વૈસે સ્ત્રિયોંકોભી વ્યાકરણ, ધર્મ, વૈદ્યક, ગણિત, શિલ્પવિદ્યા તો અવશ્ય શિખની ચાહીયે."

આ રીતે પતિત મનાતી સ્ત્રીઓને જ્ઞાન આપી પોતાની સ્થિતિ સમજતા-કર્તવ્ય સમજતાં સહ ધર્મચારિણી અર્ધાંગનાનું પદ યથાસ્થિત ભોગવતી કરવાનું દયાનંદજીએ માથે લીધું અને એને પરિણામે જાલંધર કન્યા મહાવિદ્યાલય જેવી સંસ્થાઓ સ્થપાઇ. મુંબાઈ ઇલાકા કરતાં યુ. પી. પંજાબ-વગેરેમાં હજી કન્યા કેલવણી કાંઇજ નથી અને આર્ય સમાજ સ્વામી દયાનંદનું જીવન કાર્ય-દેશની ઉન્નતિનો પાયો કન્યા કેલવણીનો વધારે પ્રચાર કરશે એવો અમને વિશ્વાસ છે.

સ્ત્રીઓ કેલવણીને લાયક નથી તેને યોગ્ય બનાવવી એટલું માની સ્વામીશ્રી બેશી રહ્યા નહોતા. સ્ત્રીઓ પતિત નથી. ગુલામ નથી પરંતુ તેમને પણ સમાન હક છે એમ માનતા.

Man shored feel sympathy frevery one in habiting our planet who,' created like himself, is a living being with the same right to 'existence and to the presevation of life.

લગ્ન જેવા મહાન્ કાર્યમાં કન્યાની સ્ત્રીની સંમતી આવશ્યક છે એમ ડિંડિમનાદથી કહેતા. "લડકા લડકી કે આધીન વિવાહ હોના ઉત્તમ હૈ. જો માતા પિતા વિવાહ કરના કભી વિચારે તોભી લડકા લડકીકી પ્રસન્નતા કે વિના ન હોના ચાહીયે." આ પ્રમાણે સ્વામી શ્રી દયાનંદે સંસાર સુધારાનો ઝુંડો હાથમાં લીધો અને ધર્મના બળે-વેદના બળે 'સ્ત્રી માન-' નું 'આપણને ભાન કરાવ્યું અને જે કાર્ય સંસાર સુધારા પરિષદને કઠિન લાગે છે તે વિધવા વિવાહ, મ્હોટી વયનાં લગ્ન અને વિદ્યા વૃધ્ધિનું આવશ્યક કાર્ય કરી બતાવ્યું સ્ત્રી પુરૂષ વર્ગ માટે ગુલામ નથી પરંતુ જસ્ટીસ ચંદાવરકરના શબ્દમાં કહીયે તો Woman, be the mother, wife, sister or frind in destined to he main's mentor and Eformer. She in made to tame him. અને સ્વામી શ્રી દયાનંદ અને તેમના અનુયાયીઓ પણ એમજ માનતા આવ્યા છે.

સ્વામી શ્રી દયાનંદનું બીજું મહાન કાર્ય અસ્પૃશ્ય મનાતી જ્ઞાતિનો ઉધ્ધાર કરવાનું હતું. સ્વામી દયાનંદના સમય સુધી અંત્યજ વર્ગ પ્રત્યેનું વર્તન આપણને શરમ ઉપજાવે એવું હતું. તદુપરાન્ત ક્રીશ્ચીયન મીશનરીઓને લીધે જેઓ હિંદુધર્મના ક્ષેત્રમાંથી પરધર્મી થતા તેમને અંદર આવવાનો હક નહોતો. દયાનંદજી એમજ માનતા કે જે ધર્મ સત્યના પાયા ઉપર રચાયો છે, જે ધર્મ સજીવ રહી શકે એવો છે તે ધર્મ ઉદાર હોવો જોઇએ અને જે ધર્મમાં અન્ય આવી શકે એમ નજ હોય તે ધર્મ અંતે વિનષ્ટ થવાનોજ. પરધર્મીને આર્ય બનાવવા તેમજ અસ્પૃશ્ય જાતિને શુદ્ધી આપવી એ અવશ્યક છે-પ્રભુનું ફરમાન છે એમ સ્વામીનું કહેવું હતું "જો બ્રાહ્મણાદિ ઉત્તમ કર્મ કરતે હે વેહિ બ્રાહ્મણાદિ ઔર જો નીચભી ઉત્તમ વર્ણ કે

ગુણ કર્મ સ્વભાવ વાલે હોવેં તો ઉસકોભી ઉત્તમ વર્ણમેં, ઔર એ ઉતમ વર્ણસ્થ હોકે નીચ કામ કરે તો ઉસકો નીચ વર્ણમેં ગિનના અવશ્ય ચાહીયે. " સ્વામી દયાનંદે આ ધર્મ કાર્ય કરી સમસ્ત હિંદુસ્તાનનો ઉધ્ધાર કર્યો છે. ઉન્નતિનો પાયો નાંખ્યો છે. એ સ્વદેશ હિતચિંતક સહજમાં સમજી શકશે. દયાનંદના અનુયાયીઓ દર વર્ષે હજારો પતિતને અસ્પૃસ્યને શુદ્ધિ આપી આર્ય બનાવે છે એ કાંઇ ઓછા આનંદની વાત નથી. જ્યાં સુધી આત્માને શિક્ષણ થયું નથી ત્યાં સુધી અન્યને પતિત–અસ્પૃષ્ય કહેવાનો શો હક છે ? જે સ્નેહ તમે બીજાને આપી શકતા નથી તે સ્નેહ મનુષ્ય માત્રને ચાહનાર પ્રભુ તમને શી રીતે આપે ? જ્યાં સુધી તમારા જેવીજ ઇંદ્રિયો વાળા–અનુકૂળતા મળે તમને પાછળ રાખે એવી બુધ્ધિવાળા અસ્પૃસ્ય બન્ધુઓને તિરસ્કારશો–યોગ્ય સ્થાન નહિ આપો ત્યાં સુધી તમારી સ્થિતિ ઉન્નત થવાની નથી એમ દયાનંદજી માનતા અને ગુણકર્મથીજ જાતિભેદ માનતા. જો દેશની સામાજીક તેમજ રાજકિય સ્થિતિ ઉચ્ચ કરવી હોય, દુનિયાની આગળ વધતી પ્રજામાં ભૂતકાળની આર્ય ખ્યાતિ તાજી કરવી હોય તો ' અડકાયા ' ' અભડાયા ' નો ભેદ દૂર કરો. તમે તમારામાંથી ભલે જગતની પ્રજામાં ઉચ્ચ છો એમ માનો–ભલે તમે એમ ધારો કે અસ્પૃષ્ય જાતિ–સદા પતિત રહેશે અને હમારો ઉધ્ધાર થશે પરંતુ ખાત્રી રાખજો કે કુદરતનો–પ્રભુનો કાયદો અલંધનિય છે. No nation can flatter itself with the belif that its preeminance were cast for ever. None or the other hand, can be condemmed to an in એમ જરા પણ માનશો નહીં કે હીંદુઓ–કે ઇંગ્રેજો–ફ્રેંચો કે જાપાનીસો– જર્મનો કે મુસલમાનોજ જગત ઉપર સામ્રાજ્ય ભોગવશે પરંતુ જે પ્રજામાં જ્ઞાન છે–ઉદ્યોગ છે:–નીતિબળ છે–અભેદ ભાવના છે–સ્નેહ છે તે સત્ય ધર્મ છે–તેજ પ્રજાની જ્વલન્ત કિર્તિ રહેશે.

લી.

**ભોગીન્દ્રરાવ દીવેટીઆ બી. એ.**



# જૈન મતાવલંબીઓ અને સ્વામી દયાનંદ.

સંસારમાં કોઇ પણ સમયમાં એકજ મતાવલંબી હશે. આ અનુમાન અસત્ય થાય એ સંભવિત છે. મતનું ઐક્ય ઉન્નતિનું સાધન છે, આ સાર્વત્રાન્તિક સિદ્ધાન્ત છે. પરન્તુ મતની અનેકતાને વિરોધિની કલ્પવી એ કલ્પનાને સંસારના સ્વભાવથી બહાર ગણી શકાય છે. ઉન્નતિના પ્રતિબન્ધક તો–સત્યવસ્તુનું યથાર્થ ભાન થવા છતાં પણ પોતાના પ્રાથમિક મતનો ત્યાગ ન કરતાં કદાગ્રહથી ઉત્પન્ન થનાર વિરોધજનક દ્વેષ, અસૂયા અને માત્સર્ય આદિ દુર્ગુણોજ છે. શરીરના અવયવોમાં અનેકતા હોવા છતાં પણ વિરોધ ન હોવાથી શરીરનું જીવનકાર્ય યોગ્ય રીતે સમુન્નતિ થાય છે તેવીજ રીતે મતોની વિવિધતા જો વિરોધ સમ્પાદક ન હોય અને તત્વ–પક્ષપાતિની થઇ ભારતમાં નિવાસ કરતી હોય તો " તથાસ્તુ " કહેવામાં અમને વાંધો

નથી કારણ કે અવિરોધિની તત્ત્વ જિજ્ઞાસુઓમાં રહેતી અનેકતાને વિચાર મન્થન-દંડથી વલોવી શકાય છે, અને સત્ય શુ છે તે બહાર લાવી શકાય છે.

આજે આપણને આર્ય સામાજિક સિદ્ધાન્તો અને જૈન મતમાં જે અનેકતાનો ભાસ થાય છે, તેને વિચાર માર્ગ ઉપર લઇશું તો ઉત્તરમાં ઘણે ભાગે શાબ્દિક અનેકતાનોજ ભાસ થાય છે. તેજ શાબ્દિક આભાસને યથાર્થ નહિ સમજી હમારા પૌરાણિક બન્ધુઓ જૈન મતને એટલી બધી ઘૃણા દૃષ્ટિથી જોવાલાગ્યા કેઃ—हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम्॥ અર્થાત્ રસ્તામાં હાથી મારવાને સામે આવતો હોય અને પડખે જૈન-મન્દિરમાં જતા જીવ બચતો હોય તો પણ જૈન મન્દિરમાં ન જતા તે હાથીની આશા પૂર્ણ કરવી ! હા હા કેટલો બધો દ્વેષ ? તેના સમાધાનમાં હમારા કેટલાક જૈન બન્ધુઓ ઉદ્‌ગાર કાઢે છે કે-सिंहेन ताड्यमानोऽपि नगच्छेच्छैवमान्दिरम् ॥ અર્થાત શિવના મન્દિરમા જતા સિંહના મારથી જીવ બચતો હોય તો પણ શિવ મન્દિરમા ન જવુ ! આ સમાધાન વિરોધાગ્નિમા શુષ્ક કાષ્ઠ રૂપ થઇ પડે એમાં આશ્ચર્ય નથી. આવી રીતે ધર્મ વાક્કલહથી ભારત દેશનુ સૌભાગ્ય ઉત્તરોત્તર અતિ હીન થતું ચાલ્યું. આવા સમયમાં દેશ દિવાકર સમતાનો ચન્દ્રમા " वसुधैव कुटुम्बकम् આ અમૃતમય વાક્યની ચરિતાર્થતાને પૂર્ણ રીતે પોતામા જાળવી રાખનાર મહર્ષિ સ્વામી દયાનન્દનો ઉદય થયો. આ નરવીર, જિનાલય અને શિવાલયને પોતાનાજ કુટુમ્બીઓના સમજી બન્ને મન્દિર શાન્તિથી બેસી કેટલાક પ્રકારના દેશોધ્ધારક વિચારોના જન્મદાતા નીવડયો અને આ મહાત્માના દેશ સુધારણા-રૂપક અવિશ્રાન્ત સત્યોપદેશથી, કદાગ્રહ અગ્નિજ્વાળાથી દુરસ્થ સજ્જનોના અન્તઃ કરણમા સચોટ ભાસ થયો કે આપણો વાક્કલહ પરતુ નહિ સમજવાથી જ છે. જૈન બધુઓનો अहिंसा परमोधर्मः તે પૌરાણિક બન્ધુઓ અથવા નવીન મીમાંસકોએ યત્ તિરિક્ત સ્થલમા પ્રચાર થવા દઇને સકુચિત કરી નાખ્યો હતો અને वैदिकी हिंसा हिंसा न भवति આવો પૂર્વ પક્ષ સામે ઉભો કર્યો હતો આના ઉત્તરમા કેટલાક વે. તરફ ચક્ષુક્ષેપ કરવામા પાપ માનનાર જૈન બન્ધુઓએ તેઓ પ્રચ્છન્ન ચાર્વાક છે એમ કહી પોતાના મનનું સમાધાન કર્યું પરંતુ આ જૈન ભાઇઓનું કથન શાન્તિ સ્થાપક હોઇ શકે તેનીનિથી ઉલટું સમજાય છે પરતુ તેઓ ભાઇએ જ્યારે વેદો ઉપર પરિશ્રમ કરી ઉત્તર પક્ષ રોકવાને પૂરતો પ્રયાસ ન કર્યો ત્યા- મહર્ષિ શ્રી સ્વામિ દયાનન્દજીએ વેદો ઉપર સતત્ પરિશ્રમ લઇને સિદ્ધ કરી આપ્યું કે વેદમા હિસા નથી પ્રત્યુત વેદોમા સર્વની સાથે મિત્રભાવ અને અભ્યુદય નિઃશ્રેયસનાં અવ્યભિચારી સાધનોજ પ્રતિપાદિત કર્યાં છે. યથા मित्रस्य चक्षुप' सर्वाणि भूतानि समीक्षामहे। मानस्तोके तनये मा न आयुषि मा नो गोपु मानो अश्वेपु रीरिप इत्यादि। મન્ત્રોમા મિત્રભાવ અને અહિંસાનોજ અનિવાર્ય સ્રોતજ માલુમ પડે છે. ત્યારે જૈન ભાઇઓને પૂર્ણ જોશ આવ્યુ અને છાતી ઠોકી કહેવા લાગ્યા કે હમારો અહિસા પરમો ધર્મઃ સર્વ ગત છે-અનિવાર્ય છે. એક વખતે બનાર સમાં મહારાજ શ્રી વિજયધર્મસૂરિજીએ પશુશાળા સ્થાપન કરતી વખતે બ્રાહ્મણોને ચેલેન્જ આપવા ઉભા થતા હતા કે તમારા શાસ્ત્રમા ( વેદોમા ) હિંસા નથી એમ અમો સિદ્ધ કરી શકીએ છીએ. અહો ધન્ય દયાનન્દીય પરિશ્રમ ! જો તારા દર્શન આ ભારત ભૂમિને ન થયાં હોત તો આ અમૃતોધ્ધારનું પાન ભારત ક્યારે કરવા પામત ?

જૈન ભાઇઓ સ્યાદ્વાદને માને છે. અને દરેક વસ્તુમાં સ્યાદ્વાદને સપ્તભાગી નય વડે સિદ્ધ કરે છે. આ સપ્તભાગી નય સામાજિક સિદ્ધાન્તને અનિષ્ટ નથી, પરંતુ "द्राविड प्राणायाम" રૂપ હોવાથી અને મહર્ષિ કણાદ પ્રતિપાદિત અન્યોન્યાભાવમાં ચરિતાર્થ થવાથી સરલ માર્ગનો ત્યાગ કરી કઠીન માર્ગમાં જવું તે માત્ર બુધ્ધિ ઉપર બોજોજ થઇ પડે છે. જેને જૈન ભાઇઓ સ્યાદ્વાદ પદથી આઘોષિત કરે છે તેનેજ આર્ય સામાજિક સિદ્ધાન્ત અન્યોન્યાભાવ અને સાધર્મ્ય વૈધર્મ્યથીજ સમજે છે. માત્ર શબ્દમાંજ ભિન્નતા છે અર્થમાં નહિં. તો આ કેકાણે જૈનમત અને આર્ય સિધ્ધાન્ત ગંગા યમુનાનાનો પવિત્ર સંગમ છે.

જૈન ભાઇઓ ઇશ્વરમાં સર્વજ્ઞતા, રાગદ્વેષરહિતતા, ત્રૈલોક્યપૂજિતા, યથાર્થવાદિતા, ભજનીયતા અને દેવત્વ માને છે, તે પણ આર્ય સમાજના સિધ્ધાન્તથી બહાર નથી. જીવ એ નિત્ય ચેતન પદાર્થ જેમ જૈન માને છે તેમ આર્ય સમાજ પણ માને છે. મૃત જીવોને અહિં કરેલું શ્રાધ્ધ અથવા બ્રહ્મભોજન પહોંચતું નથી તેમાં પણ આર્ય સિદ્ધાન્ત અને જૈનમત એક સાથેજ શિર ઝુકાવે છે. કર્મોથીજ જીવોને શરીરાદિ મળે છે તે પણ ઉભય સંમત છે. વસ્તુનું યથાર્થ જ્ઞાન થવું તેને આર્ય સમાજ સમ્યગ જ્ઞાન કહે છે. જૈન બન્ધુઓ પણ તેજ રસ્તે આવેલા છે.

यथावस्थिततत्त्वानां संक्षेपाद् विस्तरेण वा ।
यो बोधस्तमत्राहुः सम्यग्ज्ञानं मनीषिणः ॥

આ જૈન ભાઇઓના ગ્રંથમાંનો શ્લોક છે. અર્થ—તત્ત્વો જે પ્રકારના છે તેજ પ્રકારનો સંક્ષેપથી અથવા વિસ્તારથી જે બોધ થાય છે તેને સમ્યગ્ જ્ઞાન કહે છે. આમાં આર્ય સમાજનો સિદ્ધાન્ત ના કહી શકે તેમ નથી. જે અષ્ટાંગ યોગ, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ મહર્ષિ પતંજલિએ બતાવ્યાં છે તેને આર્ય સમાજ તથા જૈનાચાર્યો સ્વીકારે છે. જેને જાણવાની ઇચ્છા હોય તેમણે પાતંજલયોગદર્શન તથા શ્રીમાન્ હેમચંદ્રાચાર્યજી પ્રણીત યોગ દર્શન જોવાં, આર્ય સમાજ યમનો અર્થ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ કરે છે તેનેજ જૈન બન્ધુઓ ચારિત્ર્ય નામથી વ્યવહારમાં લાવે છે.

યથાઃ— सर्वथावद्ययोगानां त्यागश्चारित्र्यमुच्यते ।
कीर्तितं तदहिंसादि व्रतभेदेनपञ्चधा ॥
अहिंसा सूनृता स्तेय ब्रह्मचर्यापरिग्रहात् ॥

**અર્થ:**—નિન્દનીય યોગના ત્યાગને ચારિત્ર્ય કહેવાય છે અને તે અહિંસા, સુનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ભેદ વડે પાંચ પ્રકારનું છે. જૈન ભાઇઓ જીવને નિત્યાનિત્ય માને છે. પરન્તુ જે રીતથી જીવનું અનિત્યત્વ બતાવે છે તે માત્ર નામમાંજ વિવાદ છે અર્થાત્ (ખરો.) નિરન્વયનાશી જૈન ભાઇઓ પણ માનતા નથી. દ્રવ્ય રૂપથી તેઓ પણ જીવને નિત્ય માની બેઠા છે. જેને જૈન પ્રતિક્રમણ કહે છે તેને આર્ય સમાજ સંધ્યા કહે છે. આવી રીતે કેટલાએક ભાગે નામનાજ ભેદ છે પરંતુ એમ ન સમજવું કે આર્ય સમાજ અને જૈન કક્ષામાં

પણ ભેદ ધરાવતા નથી કેટલાએક એવા સિદ્ધાંતો છે કે જેમા હજી સુધી જૈન લઇને ઐક્ય કરતા પાવ્યા નથી જેમકે સૃષ્ટિકર્તૃત્વ, મુક્તિથી પુનરાગમન, ઇશ્વરનુ અકાય પરિમાણ આદિ જે વખતે જૈન ભાઇઓને ફુરસદ હોય તે વખતે આ સિદ્ધાન્તોમા આર્ય સમાજની સાથે વિચાર કરે તો આશા છે કે કંઇ પણ ઉભય સમાજને લાભ થાય પરન્તુ જ્યાં સુધી ઉક્ત સિદ્ધાન્તો વિવાદાસ્પદ છે ત્યા સુધી તેમને બાજુમા મૂકી સામાન્યનેજ લઇને ઉભય સમાજ મળીને કામ કરે તો ભારતને પૂર્ણ લાભ થવાની આશા છે

મહર્ષિ દયાનન્દના જે જે પ્રશંસા છે તેની હાર્દિક પ્રશંસા જૈન ભાઇઓને પણ માન્ય છે. અને તેથી દેવલાલી ગુરૂકુળમા જૈન ભાઇઓના બ્રહ્મચારિયો પણ વેદમન્ત્રોના પવિત્ર આવો પથી શ્રોતાના અન્તઃકરણને અમૃતપૂર્ણ કરી આપે છે હવે જૈન ભાઇઓ પણ જૈન ગુરૂકુળ કાઢવા તૈયાર થયા છે. આશા છે કે આ ભાવિ ગુરૂકુળમા પણ આર્ય સમાજના બ્રહ્મચારિઓ પણ સારો લાભ લઇ શકશે. જેમ જેમ જૈન ભાઇઓ આર્ય સમાજ સાથે વધારે સદ્ભાવ થશે તેમ તેમ ઉભય સમાજ ભારત ભૂમિને લાભદાયક નીવડશે એમ કહેવા અમે જરા પણ અચકાતા નથી ઇત્યોમ્

પં. મયાશંકર

---

# સ્વામી શ્રી દયાનંદ અને સંસારમાં સ્ત્રીઓનું મહત્વ.

સંસાર સુધારણાના સંબંધમા રાજા રામ મોહનરાય, ઇશ્વર ચન્દ્ર વિદ્યાસાગર કરસનદાસ મૂળજી, દુર્ગારામ મહેતાજી, મહીપતરામ રૂપરામ, ભોળાનાથ સારાભાઇ આદિ સુધારકોએ તેમ સુધારાને લગતા મંડળોએ પ્રશંસાપાત્ર યત્ન કર્યા છે તેના સ્વીકાર સાથે, આર્યસમાજના સંસ્થાપક, મહાન ધાર્મિક ઉપદેશક અને આદર્શ સુધારક સ્વામી શ્રી દયાનંદે વેદ અને અન્ય ધર્મગ્રંથોની આજ્ઞાને અનુસરી, સંસાર સુધારા માટે, પ્રજાના ઉદય માટે, જે જે માર્ગ બતાવ્યા છે, જે કાંઇ યત્ન કર્યો છે, સંસાર સુધારાના યત્નો માટે લોકોમાં, ખાસ કરીને સમાજના અનુયાયીઓમાં તેમણે જે ચૈતન્ય, જે ઉત્સાહ દાખલ કર્યો છે તેનુ વિસ્મરણ કરવુ, તેની ઉપેક્ષા કરવી એ કૃતઘ્નતા દર્શાવવા બરાબર છે સંસાર સુધારણામા સ્ત્રીઓનુ કેટલુ મહત્વ ગણ્યુ છે તે સ્વામીશ્રીના સ્ત્રી સત્કાર, સ્ત્રી શિક્ષા અને વિવાહને લગતા વિચારો ઉપરથી સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે આ તેમના વિચારોનુ સંક્ષિપ્ત નિરીક્ષણ અત્ર કરવુ અનુચિત ગણાશે નહિ

## સ્ત્રી સન્માન

સ્ત્રીઓ માટે સન્માન વૃત્તિ રાખવાનો વિચાર ઘણા વર્ષ પહેલા સ્વામીશ્રીએ હિંદી સમાજમા દાખલ કર્યો છે यत्र नार्य्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यत्रै तास्तु न

पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रियाः ॥—આ વચનનો પુકાર હાલ જ્યાં ત્યાં લેખોમાં તેમ ભાષણોમાં થાય છે. અંગ્રેજી કેળવણીને પરિણામે અંગ્રેજ–સંસારના અનુકરણ રૂપે સુધારકો સ્ત્રી સન્માન અને સ્ત્રી સત્કારની ભાવના સમાજમાં દાખલ કરવા વખાણવા લાયક યત્ન કરે છે પરન્તુ આર્ય વિચારથી, આપણા પોતાનાજ ધર્મ ગ્રન્થોને અનુસરી સ્ત્રી સન્માનની ભાવના સમાજમાં લાંબા સમય પહેલાં દાખલ કરવાનું માન સ્વામી શ્રી દયાનંદને ઘટે છે. સ્ત્રીઓના સન્માનના સંબંધમાં, તેમને પ્રસન્ન રાખવાના સંબંધમાં મનુમહારાજે પાંચ સાત શ્લોક વડે જે અનુપમ ઉપદેશ કર્યો છે તેનું મહત્વ સ્વામીશ્રીએ સ્પષ્ટ રીતે પોતાના મહાન ગ્રંથ " સત્યાર્થ પ્રકાશ " માં બતાવી આપ્યું છે.

### સ્ત્રીઓ અને અધ્યયન.

ઘણા લોકો જાણીને આશ્ચર્ય પામશે કે અજ્ઞાનને લીધે હજુ પણ એવાં ઘણાં મનુષ્ય છે, ભણેલા લોકો પણ છે. જેઓ સ્ત્રીઓ અને શુદ્રને અધ્યયનનો હક નથી એમ માને છે; સ્ત્રીઓ અને શુદ્રોને વધારે શિક્ષિત થયેલાં જોઇ, આનંદ પામવાને બદલે તેઓને ખેદ થાય છે. આ આજની સ્થિતિ છે પરન્તુ ૪૦–૫૦ વર્ષ પહેલાં સ્ત્રી અને શુદ્રની શિક્ષા માટે બહુ વિરૂદ્ધતા હતી અને તેનો પક્ષ કરનારાઓને અજ્ઞાન લોકો તરફથી વિવિધ પ્રકારે તિરસ્કાર, અપમાન, જુલમ, સંકટ સહન કરવાં પડતાં. આવા સમયમાં, સ્ત્રી અને શુદ્રને અધ્યયન કરવાનો અધિકાર છે એમ સ્વામીશ્રીએ સ્પષ્ટ રીતે અને મજબુતીથી જણાવ્યું હતું તથા શાસ્ત્રાધારે સિદ્ધ કર્યું હતું કે વેદાધ્યયન માટે પણ સ્ત્રીઓ અને શુદ્રને અધિકાર છે. બાલકોના અભ્યાસના સંબંધમાં સ્વામી દયાનંદે સ્ત્રીઓનું મહત્વ બતાવ્યું છે અને જણાવ્યું છે કે બાલકની માતા પિતા અને આચાર્ય–ત્રણે શિક્ષણ પામે ત્યારેજ તે પૂર્ણ જ્ઞાનવાન બની શકે. તેઓએ વળી કહ્યું છે કે સ્ત્રીઓ સુશિક્ષિત ન હોય તો પતિ સાથે અનુકુલ વર્તન, યથાયોગ્ય પ્રજોત્પત્તિ, બાલકોનું રક્ષણ, તેમનું શિક્ષણ, સંસારમાં આનંદનો પ્રચાર, ઇશ્વરજ્ઞાન પ્રાપ્તિ થઇ શકે નહિ. " યજ્ઞમાં અમુક મંત્રો સ્ત્રીએ પત્ની તરીકે બોલવા " એવાં ધર્મ ગ્રન્થનાં વચન ઉપરથીજ સિધ્ધ થાય છે કે પૂર્વે સ્ત્રીઓ સંસ્કૃત જેવી કઠિન ભાષાનો પણ અભ્યાસ કરતી. સ્ત્રી શિક્ષા તેમ શુદ્રના અધ્યયન માટે સ્વામીશ્રીએ પ્રમાણ અને યથાર્થતા બતાવ્યાં છે અને તે માટે પ્રતિબંધનથી એમ સાબિત કર્યું છે. સ્વામીશ્રીના મહાન અને ઉદાર વિચારોની આજ પણ આર્યસમાજ ઉપર ઉંડી અસર રહી છે અને આર્યસમાજે સ્થાપેલી કન્યાશાળાઓ, પાઠશાલાઓ, મહા વિદ્યાલયો ઉપરથી તે જણાઇ આવે છે. સ્વામીશ્રીના દેહાન્ત પછી આટલે બધે વખતે પણ ઓ. મિ. ગોખલે ફરજીયાત કેળવણીના સંબંધમાં, સ્ત્રી કેળવણી ફરજીયાત થવા માટે ઉતાવળ બતાવતા નથી પણ ઘણા વખત પહેલાં " સત્યાર્થ પ્રકાશ "માં સ્વામીશ્રીએ સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે અમુક વયથી અમુક વય સુધી છોકરાઓ તેમ છોકરીઓને ફરજીયાત કેળવણી આપવી અને જે માતા પિતા તેમ ન કરે તેનો રાજાએ દંડ કરવો.

### લગ્નમાં સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય.

લગ્નની બાબતમાં પુરૂષ તેમ સ્ત્રીને સ્વતંત્રતા રહેવી જોઇએ એ વિચારને સ્વામીશ્રીએ

સમતિ આપી છે તેમણે જણાવ્યુ છે કે " વિવાહ કાર્ય માતાપિતાને આધીન રહેવુ જોઇએ નહિ, છોકરા છોકરીઓને તે આધીન રહે એ ઉત્તમ છે માતા પિતા વિવાહ માટે વિચાર કરે, તો પણ છોકરા છોકરી તેથી પ્રસન્ન છે કે કેમ તે જોવુ જોઇએ પસદગીથી થયેના લગ્નમા વિરોધ ઓછો રહે છે, સતાન ઉત્તમ થાય છે, લગ્ન સુખથી નીવડે છે, પસદગી વગરના લગ્નથી હમેશા કલેશ અને દુખ ઉત્પન્ન થાય છે.

## બાળલગ્નનો નિષેધ.

બાળ લગ્નમા વર કન્યાની છોકરા છોકરીઓની પસદગી રહી શકતી નથી સ્વામી દયાનદે પસદગીના વિવાહની હિમાયત કરી છે તે એક બાબત ઉપરથીજ બાળ લગ્નનો તેમણે નિષેધ કર્યો છે એમ જણાઇ આવે છે આ શિવાય બ્રહ્મચર્યને લગતા તેમ અન્ય વિચારથી પણ સ્વામીશ્રીએ બાળલગ્નનો સ્પષ્ટ રીતે નિષેધ કર્યો છે સામાન્ય રીતે તેઓએ પ્રાચીન મહાન વૈદ્યક ગ્રન્થોને અનુસરી વિવાહ માટે સ્ત્રી પુરુષના વયની મર્યાદા અનુક્રમે ૧૬ અને ૨૫ની બતાવી છે સ્વામીશ્રીએ સુશ્રુતના વચન ' સત્યાર્થ પ્રકાશ"માં રજુ કરી તેનુ યથાર્થ પ્રતિપાદન કરી પુરુષોને ઓછામા ઓછા ૨૫ વર્ષ અને સ્ત્રીઓને ઓછામા ઓછા ૧૬ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાને આજ્ઞા કરી છે

## પુનર્લગ્ન, નિયોગ

સ્વામીશ્રીએ નિયોગ આપદ્ધર્મ તરીકે સ્વીકાર્યો છે, અક્ષત યોનિ માટે પુનર્લગ્નના સંબધમા મનુ મહારાજની સમતિ તેઓએ બતાવી છે એટલે તે માટે તેઓની પણ સ્પષ્ટ સમતિ જણાય છે અન્ય વિધવાઓ માટે તેઓએ જણાવ્યુ છે કે જેઓ જીતેન્દ્રિય રહી શકે તેઓ વિવાહ કે નિયોગ ન કરે તે ઠીક છે પણ વૈરાગ્યવાન પૂર્ણ વિદ્વાન યોગી શિવાય, સ્ત્રીપુરુષના સાંસારિક વ્યવહાર રોકાવા મુશ્કેલ છે આ રીતે, જેઓ જીતેન્દ્રિય ન રહેતા, વ્યભિચારના ફદમા પડે, ગર્ભપાત ભ્રુણહત્યા, બાળહત્યાદિ ઘોર કર્મ કરે, અગર તેવા અનાચાર કરી ન સકે ત્યાં ઉત્પન્ન થાય તેના કરતા નિયોગ ઠીક છે એમ સ્વામીશ્રીએ જણાવ્યુ છે તે યોગ્ય છે. સામાન્ય રીતે પુનર્વિવાહના સબધમા આજ વિચાર રહેવો જોઇએ અને સુધારકોએ તેવોજ વિચાર રાખ્યો છે નિયોગમા " દેવર "નો અર્થ " બીજો પતિ ' એમ સ્વામી શ્રીએ કર્યો છે પછી તે પતિનો નાનો ભાઇ, મોટો ભાઇ, પોતાની વર્ણનો કે અન્ય ઉચ્ચ વર્ણનો ગમે તે પુરૂષ હોય

આ દેશની પ્રજાનુ જીવન સુખી કરવા માટે, લોકોના શારીરિક, માનસિક તેમ આધ્યાત્મિક બળની અભિવૃદ્ધિ માટે, સ્વામી દયાનદે જે અનુપમ અને અમુલ્ય માર્ગ દર્શાવ્યા છે, આજે આર્યસમાજ દેશના ભિન્નભિન્ન વિભાગમા સ્વામીશ્રીના મહાન્ ઉપદેશને અનુસરી દેશોદયનુ જે વખાણવા લાયક કાર્ય કરી રહી છે તેના એક અલ્પ સ્વીકાર તરીકે આ લેખ લખવાની મનોવૃત્તિ થઇ આવી છે

ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ( બન્ધુ સમાજ )

# મહર્ષિ દયાનંદ અને વૈષ્ણવ મહારાજો.

( લખનાર-લેરીઆ. )

દુનિયામાં કાંઇ દરેક બાબતમાં સરખી રીતનીજ સરખામણી થઇ શકે છે એવું નથી. કેટલીક વખતે વિપરિત રીતની સરખામણી પણ આનંદદાયક થઇ પડે છે. વૈષ્ણવ મહારાજો અને સ્વામી દયાનંદ જુદા જુદા છેડાનીજ વ્યક્તિઓ છે છતાં તેમને સાથે લઇને સરખામણી કરીશું તો તેમાં જરા રસ પડશે. સ્વામી દયાનંદ યોગી છે ત્યારે વલ્લભ પંથના મહારાજો એક બે આના નહિં પણ સાડા સત્તર આના પૂરેપૂરા ભોગી છે; સ્વામી દયાનંદને સ્ત્રીનું મુખ જોતાં સુગ આવે છે, ત્યારે બિચારા કૃષ્ણ ભજન કરનારા મહારાજો સમક્ષ સ્ત્રીઓનાં જુથે જુથ ફરતાં હોય તેમાં તેમને હરકત નથી. સન્યાસી દયાનંદને લક્ષ્મીદેવીનો સ્નેહ સતાવતો નથી, જ્યારે લાડી વાડી ગાડીમાં મસ્ત બનેલા મહારાજો પોતાના અનુયાયીઓ પાસેથી પૈસા મેળવવા માટે હમેશાં તરફડીયાં મારતા જણાય છે. સ્વામી દયાનંદે સરસ્વતી દેવી સાથે પ્રેમ બાંધ્યો હતો, ત્યારે મહારાજો તે મયુરવાહિનીનો સ્પર્શ કરતાં પણ છુપાઇ જાય છે. સ્વામી દયાનંદે વેદ પ્રતિપાદિત નિરાકાર ઇશ્વરનું મંડન કર્યું છે, ત્યારે મહારાજો ઇશ્વરની મનોકલ્પિત મૂર્તિઓ બનાવી ખરૂં પૂછો તો તેમને પેદા કરનારા પરમેશ્વરનીજ મિટ્ટી પલીત કરી નાંખે છે; સ્વામી દયાનંદે દુનિયાના દરેક મનુષ્યને મુક્તિનો માર્ગ બતાવ્યો છે, ત્યારે વૈષ્ણવ મહારાજોએ ઠોરપૂરીનો માર મારી, અંધશ્રદ્ધાની મજબુત વાડ બાંધી તેમાંથી પોતાના વાડાનું એક પણ પશુ ન છટકી જવા પામે તેવી દરેક કોશિશ કરી છે, સ્વામી દયાનંદે પશ્ચિમની વિદ્યામાં પૂર્વનાં તત્વ જ્ઞાનને મેળવીને દુધમાં સાકર ભેળવી છે, ત્યારે વૈષ્ણવ મહારાજો જુઠા વહેમો, ખોટા રીવાજો, અને પોપ લીલાને પાળીપોષીને કેળવણી રૂપી દીપક ઉપર કાળી માટીનું હાંલ્લું ઢાંકે છે; આ સરખામણી વર્તમાન કાળમાં હોવા છતાં તેમાં ભૂતકાળનો "છે" ને ઠેકાણે 'હતા' અને નથીની જગ્યાએ 'નહોતા' લખવાથી સ્વામી દયાનંદનો જમાનો આપણી સન્મુખ ખડો થશે, અને તે જોઇને આ સરખામણી વધુ લંબાય તો ઠીક એમ વાંચક બંધુને જણાશે; પણ હવે તો વૈષ્ણવ મહારાજોના ઘરની ઉંડી ઉંડી વાતો કરતાં કંટાળો આવે છે, તેથી ટુંકામાંજ પતાવી દઇશું અને છેવટમાં જણાવીશું કે સ્વામી દયાનંદ એક મહાન યોગી, ખરા દેશભક્ત, અને નૈષ્ટિક બ્રહ્મચારી હતા જ્યારે વાંકા અંબોડાવાલા ગોસાઇના બાલકો રંગરાગના ભોગી, દેશ શું અને દેશ ભક્તિ શું તેની પરવા વગરના અને તન મન ધન સમર્પણ કરવાનું શિક્ષણ આપી પોતાના સેવકોનાં ધન તથા સ્ત્રી જનાદિપર સત્તા ધરાવવા પ્રયત્ન કરતા હોય છે. ક્યાં ? દયાનંદ અને ક્યાં વૈષ્ણ મહારાજો ? ક્યાં આસમાન અને ક્યાં જમીન. આસમાન જમીન વચ્ચે આટલો બધો તફાવત હોવા છતાં દ્રષ્ટિ મર્યાદા આગળ આકાશ અને જમીનનો મેળાપ થાય છે. તે નજરને અતિ પ્રિય લાગે છે. તેમ આજથી અદેક દાયકા પહેલાં મુંબાઇની ભૂમિ ઉપર દૈવી દયાનંદનું ધર્મગુમાની ગોસાઇઓ સાથે જે ધર્મયુદ્ધ જામ્યું હતું અને તે રીતે આસમાન જમીનનો જે ભેટો થયો હતો તે મુંબાઇ નિવાસીઓને આનંદમગ્ન

કરનારોજ હતો સૂર્યનો ઉદય થતા આખી સૃષ્ટિમા જેમ ખળભળાટ મચી રહે છે, તેમ સ્વામી દયાનંદના આવવાથી પૌરાણીક હિંદુ ધર્મના સડેલા ટેકાઓ કડાકડ તૂટતા જોઇ મિથ્યા પ્રેમવાળાઓના કલેજા કંપી ઉઠ્યા હતા સ્વામી દયાનંદના ધડક ધુજારાઓથી ભોઇવાડાના ગોસાંઇજીના ગદ્દીઆસનો કંપી ઉઠ્યા હતા અને તેઓમા ખળભળાટ મચી રહ્યો હતો સ્વામી દયાનંદ વેદરૂપિ ધ્વજા હાથમા ફરકાવતા નિડરપણે મૂર્તિ પૂજકોના મેદાનમાં ઘુમતા હતા અસત્યની સાથે સત્યની લડાઇ ચાલતી હોય છે ત્યારે હમેશા આવું બને છે તેમ બિચારા પુષ્ટિ ભક્તોએ પોતાની પોલમપોલ ઢાકવા માટે ગાળાગાળી શરૂ કરી બાથોડીઆ મારવા માડ્યા હેન્ડબીલોના વરસાદ વરસાવા લાગ્યા, પણ પરદા પાછળ રહીને દોરી સંચાર કરનારાઓના હાથમા હથિયાર રૂપ થઇ પડેલા પ્રેમવા ભક્તોના તે બાણો તદન નિર્બળ અને નિર્માલ્ય નિવડ્યા હતા એ યાદ આપ્યા વગર રહી શકતુ નથી વાનકેશ્વરની ઉચી ટેકરી ઉપર પહોચવાની તેમનામા તાકાતજ નહોતી આ ધામધુમ ચાલતી હતી, ત્યા ભોઇવાડાની રંગભૂમીમા અંદરખાનેથીજ સુરંગ ફુટી અંદરની પોલ જાણનારા કેટલાક ભોમીયાઓએ " અટ્ટ હાસ્ય ' કર્યું શંકરનું અટ્ટ હાસ્ય થતા તો ભૂત, પ્રેત આદિ નાચવા કુદવા લાગે છે, પણ આ ભોમિયાના " અટ્ટ હાસ્યે ' તો દાટ વાળી નાખ્યો શાસ્ત્રાર્થની પટ્ટાબાજી ખેલનારની હતી તેને બદલે તો પચાવન નમના પોગના બંધાવા લાગ્યા શાસ્ત્રાર્થ શાસ્ત્રાર્થને ઠેકાણે રહ્યો અને દયાનંદની સિંહ ગર્જના સાભળી જંબુકો બિચારા પોતાના લેવાય તેટલા છેટા લઇને પોતાના કામઠા બંધ કરી બેસી ગયા, અને ભ્રષ્ટાચારથી કંટાળેલા ભક્તોએ ત્હેમાથી મુક્ત થઇને છૂટકારાનો દમ ખેચી પોતાના બંધિવાન ભાઇઓને છોડાવવાનો પ્રયત્ન શરૂ કર્યો સ્વામી દયાનંદ તાત્કાલિક વિજય મેળવનારા હોવાની સાથે લાંબી નજરવાળા અને દીર્ઘદર્શિ પણ હતા; તેથી તેમણે જોઇ લીધુ કે મે જે દાન ગામમા પાડ્યા છે તે તો મ્હારા જવા પછી કદાચ પોપ મહારાજો પાછા પૂરી દેશે અને તેથીજ પુષ્ટિ પંથથી છુટા પડેલા ભક્તોની વિનતિથી ' આર્ય સમાજ ' રૂપિ અજીત કિલ્લો ગોઠવી દેવાની તેમણે વ્યવસ્થા કરી આર્ય સમાજની સ્થાપના થયા પૂર્વે, કોટના મેદાનમા જ્યા હાલ એમ્પાયર બીલ્ડીંગ આવેલી છે તે જગોએ એક મોટા મંડપમાં લગભગ ૨૫-૩૦ દીવસો સુધી સ્વામી દયાનંદે ચાલુ વ્યાખ્યાનો આપ્યા હતા તે સમયે હજારો માણસોની મેદની જામતી હતી તે વખતે ગુસાઇજી મહારાજો તરફથી તેઓના કઇક પંડિતો તથા શાસ્ત્રીઓ શાસ્ત્રાર્થ કરવાને માટે ઉતરી પડ્યા હતા તેમાના કંઇક તો સ્વામીજીનુ ઉગ્રસ્વરૂપ તથા વિદ્વતા જોઇને તેના તેજથી જ દબાઇ ગયા હતા બાકી એકાદ બે શાસ્ત્રીઓ કે જેઓને પોતાના માલીકનો પગાર કોઇ પણ પ્રકારે હક બજાવવો એવી ધારણાથીજ સામે ઉભા થયા હતા તેઓ પણ ગડથોલા ખાઇ કે કંઇક વાદ વીવાદ કરી પરાજીત પામી લોક હાસીના ભયને પાત્ર નિવડ્યા હતા એટલાથી સંતોષ ન પામતા તેમના પુષ્ટીપંથ તરફથી તેઓના એક ભટજી પંડીત પડદામા રહી બીજાઓના નામે હેન્ડબીલો બહાર પાડતા હતા ઉત્તરમા પુષ્ટિપંથની પોલ ઉઘાડતા કંઇક હેન્ડબીલો બહાર પાડવામા આવ્યા હતા એવી રીતે હેન્ડબીલોની ધાપા છાપી ચાલતા છેવટે " પુષ્ટિ માર્ગના ખરા ભગત " ની સહીથી એક હેન્ડબીલ સંવત ૧૯૩૧ ની સાલના છપાયુ કે જેમા એ માર્ગની ખુલે ખુલ્લી પોલ દેખાડી આપી તેની વેદ વિરૂધ્ધતા સિધ્ધ કરી આપેલી છે તેના ઉત્તરમા તે પંથ તરફથી હજુ સુધી કઇ પણ જવાબ અપાયો નથી પરંતુ તેમના ગોસાંઇજીએ તેમના એકાદ અઠવાડીક પત્રમા તે હેન્ડબીલના છપાવનારને પોતાને મળી જવાનુ આ-

મંત્રણ છાપ્યું હતું. ત્યાર બાદ “ નૈયાયિકો ” એ તા. ૧૬ ડીસેમ્બર ૧૮૭૪ ને દીને “ મહાવાકય ” રૂપી મહામંત્રનું દર્શન કરાવ્યું તેથી તો ભટજી અને તેમના પૂછડાઓના પુરચે પુરચા થઇ એ પંથની બાકી રહેલી પોલ ઉઘાડી પડી અને આ મહા વાકયરૂપી મહા મંત્રનો ઉપદેશ મળ્યાથી તેઓની હેન્ડબીલો કાઢવાની હોંસ દબાઇ જઈ તેઓ ધબાયનમઃ વૃત્તિને પામ્યા.

મહારાજ લાઇબલ કેશ પછી એ મારગની પોલ ઉઘાડી તો પડી ચુકી હતી. અને બાકી જે તેઓની શાસ્ત્રીય રીતીએ દેખીતી વેદ વિરૂદ્ધતા હતી. તે સ્વામી દયાનંદ અને તેમના અનુયાયિઓએ ઉઘાડી પાડી. તેમની છાવણીમાં એવું તો ભંગાણ પડયું કે તેઓના ભકતોમાં નાસાનાસ થઇ રહી; જેઓ કંઇક શિક્ષીત અને સમજદાર હતા તેઓના મગજમાં પુરતો વસવસો ઉત્પન્ન થયો. અને ખરૂં શું છે ? તે શોધવા તેઓની જીજ્ઞાસા ઉશ્કેરાઇ છતાં પણ હજી કેટલાક ગાડરીઆ પ્રવાહમાં તણાતા મેંઢાઓ તથા દેખાદેખી અને શરમાશરમી તેમજ લાગવગ થકી અડધા મને એ મારગની તરફ આંખો મીંચી પોતાની પાંપણો ચીટકાવી બેઠા છે. તેમની આંખો ખોલવા માટે વેદ રૂપી ધ્વજા પુરતી રીતે ફરકાવવા જેવો યત્ન થવો જોઇએ; તેવો જો કે થતો નથી. તો પણ તે દીશામાં વધારે યત્ન કરવાની સ્વામી દયાનંદજીના અનુયાયિઓની ખાસ ફરજ થઈ પડે છે; શાસ્ત્રીય પધ્ધતિથી કે વિદ્વતાનો દાવો કરવા માટે આ લેખ લખાયો નથી પરંતુ સ્વામી દયાનંદ અને વૈષ્ણવ મહારાજો સંબંધી કેટલીક અનુભવ સિદ્ધ અપ્રકટ સત્ય વાતો વાચકો સન્મુખ રજુ કરવાના શુભ ઉદ્દેશથીજ આ લેખ લખવો પડયો છે, વૈષ્ણવ મહારાજોએ એ સ્વામી દયાનંદને પોતાના શત્રુ માનવા કરતાં તેમને ધર્મસુધારક માન્યા હોત; કંઇ નહિ તો તેમની નિઃસ્વાર્થતા, તેમની પરોપકાર બુધ્ધિ, તેમનો વૈરાગ્ય, તેમનો વિદ્યાનુરાગ, અને તેમની નિસ્સીમ ધર્મ પ્રવૃત્તિઓ આદિનો વૈષ્ણવ મહારાજોએ સત્કાર કરી તેને પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો હોત, તો સ્વામી દયાનંદ કે આર્ય સમાજ સાથેનો મતભેદ કાયમ રાખીને પણ તેઓ પોતાના સંપ્રદાયપરના અનેક પ્રહારોમાંથી મુકત થઇ શકયા હોત. હજુ પણ તેઓ સ્વામી દયાનંદના જીવનમાંથી ઉકતબોધ ગ્રહણ કરે તો મોડું થયેલું ગણાશે નહિ.

**દાતારાશ્રમ સંવત ૧૯૬૮.**

# પરમપદારૂઢ મહર્ષિ સ્વામી દયાનંદ મહારાજના જીવન કાર્યનું અવલોકન.

( લેખક " આરણ્યક. " )

હીન્દુ ધર્મના સનાતન વેદ શાસ્ત્રનો પાયો એક ગાંધિયાટીના હાટ રૂપે નંખાયલો છે. આ પાયા ઉપર ચણાયલી ઇમારત તો એક વિચિત્ર પણ નાના વિધની ઉપાધિ સમાધિથી ભરપુર દેદીપ્ય, સુરાસુરી ભાવથી હીન્દુ સંસારને મોહ ઉપજાવી જુદા જુદા રૂપે ભેદ ભાવની વાસનામાં સપડાવી રહી છે, મારા તારાની જુદાઇનો કલહ વ્યાપાર વધી ગયો છે. ગાંધીના હાટ જેવો સનાતન ધર્મ કહેવાય છે. તે એવાજ ભાવથી કે હીન્દુ ધર્મ તો શું ? પણ સંસારમાં પૂર્વે થઈ ગયેલા, થાય છે તે, અને ભવિષ્યમાં જે બનવાના છે; તે બધા ધર્મમાં કર્ત્તવ્યાકર્તવ્ય રૂપેણ વીધિ નિષેધ ને વિહિતાવિહિત સ્વિકારાયાં છે, આ તત્વોને લઇને સનાતનતાનો સનાતન ધર્મ પ્રચલિત રહ્યો છે; તે વેદને, બાઇબલને, કુરાનને, પુરાણને, અવસ્થાને, કલ્પસુત્રને, કે બીજા તેવા ધર્માધાર પુસ્તકમાં એવીજ વીધિ નિષેધની ચર્ચા ભરેલી ક્રીયાઓથી મોજુદ છે; અને એજ રીતે એવાજ ભાવથી આજે પૃથ્વિ ઉપરના તમામ ધર્માચાર્યોએ અને ધર્મ ગ્રંથોએ કામ લીધું છે; તેથી સંસારમાં ધર્મનો પ્રકાશ પડવાને બદલે ધર્મને નામે અધર્મનો પ્રકાશ ! પડી રહ્યો છે. અર્થાત્ સંસારમાં અંધકાર અને તે વેળા ધર્મને નામે અંધકાર ચાલે છે. નિસંશય છતી આંખે દેખાતા અંધારામાં ચાલતા થકા, અંધશ્રધ્ધામાં અથડાતા કુટાતા, ધર્મ વિગ્રહની વાતો ચલાવતા, અનેક સંગતોથી રંગ રાગમાં સપડાયલા ક્રોધ્યાવધી, ધની, દરિદ્રી, જ્ઞાની, માની, શાહ સુલતાન, ત્યાગી વૈરાગી સર્વે આ દુનિયા બરાબર જુએ છે, તે છતાં તેજ અંધકારમાં દેખતી આંખે ચાલવાની કોશેશ કરી રહ્યા છે; કારણ કે જો તેમ નહીં હતે તો આજે સર્વત્ર જ્ઞાનનો પ્રકાશ પડીને ઉંચ નિચની ભેદ ભાવના ટળી જઇને જગતમાં એક સરખા ભાવની ઇશ્વર નિર્મીત પવિત્ર અભેદ ભાવનામાં સત્ય પ્રકાશને જોવા પામતે; પણ તેઓ કોઇ પરસ્પર જોઇ શકયા નથી. સર્વના હાથમાં દેખીતી આંખે અમૃત અને ઝેર પડેલાં છે; તે દરેક જુએ છે, તેના ગુણ દોષથી જાણીતા છે, છતાં તેઓ ઘડીકમાં ઝેર ચુસે છે, તો ઘડીકમાં અમૃત ચુસે છે; અને એમ જગત અમૃત અને ઝેરના ઘુંટડા સાથે સાથે પિતું રહ્યું છે; પાઠકજી ! જરા બારિક દુરદર્શી થઇ જોશો તો, આ અમૃત અને ઝેરના ઘુંટડા શું છે ? તે આપને આ સનાતનતાના પદ ધારી જગતનાં સર્વ શાસ્ત્રોને જોઇ શકશો તો જણાશે કે હીન્દુ સનાતન વેદ ધર્મની આવી સ્થિતી છે; તેમાં સ્વેચ્છાએ સ્વચ્છંદાચારે સ્વતંત્ર રીતે જગતમાં કર્તવ્યાકર્તવ્યમાં ચાલવાને માટે વીધિ નિષેધનાં સૂત્રો, સનાતન આજ્ઞાઓ નિર્માણ થયેલી છે તેનેજ અપક્ષ રીતે સનાતન વેદ ધર્મ કે, બીજા ધર્મશાસ્ત્રો કહી શકાય ! આવા બે પક્ષ સ્વિકારનારાં ધર્મ શાસ્ત્રોએ જગતની પવિત્ર બન્ધુ ભાવનાને ગર્દન મારી છે, સખા ભાવની, જગતમાં પ્રાણી માત્રના પવિત્ર જીવનની જડ ખોદીને, અનેક વ્હેમની જાળો પાથરીને, દૈવિ-પ્રકૃત પ્રકાશમાં

અંધકારનાં આવરણ રૂપ વાદળો છાયાં છે. એવાં ઘોર વાદળોમાં ફરીથી પ્રકાશ આપનાર એક કર્મવિર–ધર્મવિર, ગુજરાતની માતાએ એક સુપુત્રને અવતાર આપ્યો હતો, તે અવતાર તે પુણ્યશ્લોક મહોદય મહર્ષિ સદ્ગત **સ્વામી દયાનંદ સરસ્વતિ** મહારાજનો હતો એ પાઠકો મહારાજ શ્રીમાનના જીવન કાર્યના નિમ્ન સ્મૃતિ લેખથી જાણી શકશે તો લેખકનો હેતુ સિદ્ધ થયો મનાશે.

મુંબાઇ પ્રદેશની આર્ય પ્રતિનીધી સભા–તરફથી પ્રગટ થતા આર્ય પ્રકાશના સંપાદક **મ. પરષુભાઇએ** મહર્ષિ સ્વામી દયાનંદ મહારાજના જીવન કાર્ય સંબંધી જે કાંઇ લેખકને માહેતી હોય તે, પોતાની સ્મૃતિ કે નોંધોના ઉતારા પરથી લખવાને ઉત્તેજીત કરવાથી તદનુસાર આ લેખ સત્ય પ્રતિજ્ઞાથી લખાયો છે, કારણ પ્રતિજ્ઞાથી ઝાહેર કરવું વકતવ્ય છે, કે જે નજરે જોના, અનુભવ્યાની, સ્વામિજીના જીવન કાર્યની વાતો જણાવી છે, તે બધી સત્યજ છે.

" ગામના ગુરૂ, ઝાંપાનું તિરથ, ઘરમાં માણસ દેવ; "

" એટલાંની પરતીજ પડે નહીં, સાખી કહે સદ્દેવ; "

એક દિવસ ભવિષ્યમાં એવો **આવશે કે સ્વામિ દયાનંદજીને આજે લોકો સુધારક કહે છે પણ ભવિષ્યમાં તેમને જગત " ધર્મોદ્ધારક " ના નામે ઓળખશે.** કારણ ધર્મની અવન્નતિ થઇ તે જગતમાં બાહ્યાંતર, ધર્મ, અધર્મ, નિતિ, વિવેક, દયા, ઉપકાર અને ન્યાયાદિના સમતોલન રૂપેણ સાહ્યાને છાયામાં ઉછરતો ગયો છે. અંધકાર, વધતો રહ્યો છે; ને એમ એવા અંધકારમાં દુનિયાં છતી દેખતી આંખે ફરે છે; તેવીજ રીતે ગુજરાતી માતાના વંશજ સપુતોએ આ મહાન ગુજરાતના સત્ય ધર્મ પુત્રને–ગુરૂને ઓળખ્યો નથી. હજુ ઓળખતી નથી, એજ મોટો ખેદ નિરંતર લેખકને થતો રહ્યો છે. પરમાત્મા ! એ ખેદનું સત્વર શમન કરો; એવું આવાહન કરી સ્વામીજીના જીવન પ્રસંગનાં કેટલાંક ચિત્રો આલેખવામાં આવે છે. એમ ગામના ગુરૂને ગુજરાતના લોકો આગમચથી ઓળખી શકવા અશક્ત નિવડયા, તો ખરા ! પણ અંતે ગુજરાતના સાહસી સત્ય પ્રકાશને શોધવાવાળા વીર, પુત્રોએ, આ ગુરૂને ઓળખ્યો છે, અને જે વાતની પતિજ પડતી ન હતી, તે વાતનો ઉમંગ અને ઉલટથી સ્વીકાર કરી, આ મહાન ગુરૂમાં પૂજ્યભાવ ધરાવવા લાગ્યા છે. અરે ! ગાંડો ભક્તિભાવ મુકી દઇને સખા ભાવથી ગુણદોષના પ્રથક્કરણ પૂર્વક અંધકારના પડદાપરથી નીકળીને પ્રકાશમાં આવવા લાગ્યા છે એજ ગુજરાતનું તો શું ? પણ આખા જગતનું ભવિષ્યનું શુભ સુચક નીશાન છે. જેમ ગામનાં ગુરૂમાં જેમ પરતીજ આવતી નથી, જેમ ઝાંપાના તિરથમાં પણ પરતીજ નથી; તેમ ઘરમાંના અવતારી માણસની પણ પરતીજ આવતી નથી. જગતમાં એવા મહાન પુત્રો પેદા થયા છે કે જેમનાં ગુરૂપણાની પરતીજ, તેમના જીવન કાર્યક્ષેત્રમાં પડી ન હતી, પરંતુ તે પાછળથી પ્રકાશમાં આવી હતી, આજે ઝાંપાની તીરથ યાત્રામાં જગતને પરતીજ નથી; કારણકે તે તીરથ ક્ષેત્રોના મનુષ્યો શાસ્ત્રે નિષેધ કરેલા આચાર વિચાર કરે છે; અને તેજ પ્રમાણે લોકો વર્ત્તે છે. ઘરમાં અવતારી પુરૂષો હોવા છતાં તેની પરતીજ પડતી નથી. સ્વામી પોતાના ઘરમાં અવતારી હતા તે છતાં માતાપિતાને અવતારી પુત્રની પરતીજ આવી નહોતી. સ્વામિએ ધર્મના ખોળામાં અધર્માચાર વિચારનો નિગૂઢ અંધકાર જગતમાં અવતરતાંજ જોયો હતો. એ પ્રકાશમાં ચલાવવા

ચાલવાને ઉત્સાહી અવતાર હતો. વીર નાયક, જગતમા ગુરૂનો અગ્રનાગવરો હતો જેથી જે જીવનમા પરતીજ પડતી ન હતી, તે જીવનાધાર-અજીવન ગુદાર્મા-જીવન રૂપ આજે પોતાનો આ જન્મ બ્રહ્મચારી રહી, વિદ્યાર્થિ રહી, સત્ય સમજાવવામા દેહોત્સર્ગ કીધો છે, જેથી પ્રકાશ અધકારને ઠેલવા લાગ્યો છે, આર્યાવર્તના સનાતન વૈદ ધર્મથી માંડીને જગતના તમામ ધર્મોમા અજ્ઞાન કે સજ્ઞાન વશ રહેતા અધકારમા પ્રકાશ પાડી રહેલ છે, તે પ્રકાશને જગતના ધર્મોના આચાર્યો જોઇ રહ્યા છે, વીચારી રહ્યા છે. પક્ષપાત રૂપ મોહ વિચારને ત્યાગી આપસના ખરા ખોટાની સમીક્ષા તોલ કરી રહ્યા છે તેથી બેધડક કહેવાય છે કે ગત કાળના ધર્મ ગુરૂઓએ જગતમા જે પ્રકાશ નાખવામા પરાકાષ્ટા ભોગવી છે, યાતના ઉપાડી છે; ને જીવન સમર્પ્યુ છે તેમા સ્વામી દયાનદ ગુરૂનો પહેલો નબર આવે છે સ્વામિએ જે વસ્તુ અસિદ્ધ હતી, તે સિદ્ધ કરી બતાવી છે કારણ જ્યારે ભુત વર્તમાનના ગુરૂઓએ પ્રકાશનુ સ્વરૂપ સમજાવતા સત્યા સત્યનો વિવેક ગ્રહણ નહીં કરતા મિશ્ર પ્રકાશ રૂપ અધકારને વીદીત ગણ્યો છે, અને તેજ પ્ર માણે જગત ચાલી રહ્યુ છે, પરંતુ સ્વામીએ એ મિશ્ર પ્રકાશાધકાર ઓળખીને હૃદયથી, શુદ્ધ મનથી, જગતના શ્રેયાંસી ગુરૂઓની દરકાર કર્યા વગર મિશ્ર પ્રકાશાધકારને-ધર્માધકારને દૂર કરીને કેવળ પ્રકાશ પાડયો છે એજ પ્રકાશ જગતમા ઇશ્વરે પ્રથમથીજ પાડેલો હતો પણ ભેદ ભાવના એ પ્રકાશમા અધકાર રૂપેણ ગુરૂદ્વારા સ્થાપિત થઇ પ્રકાશાધકારમા છવાઇ રહી તે સ્વામી દયાનદ મહારાજે એ પ્રકાશાધકારને દુર કરી, ગુરૂપનો ત્યાગ કરી, સખા ભાવે જગતના સર્વ ધર્મશાસ્ત્રોના અગ્રસર ગુરૂ-આચાર્ય, મહાત્માઓના સન્મુખ પાડયો છે. એ પ્રકાશ સર્વ કોઇ જોવા લાગ્યા છે, એ પ્રકાશ, પણ પ્રકાશાધકારથી મિશ્રિત તો નથી ? તે પણ જગત જોવા લાગ્યુ છે, જગત એ પ્રકાશના અજવાળામા ચાલવાને પગલા ભરે છે, પણ ભવિષ્યમા એ મહાન ગુરૂએ જગતને આપેલો પ્રકાશ જગતના ચારે ખુણામાનો ધર્માધકાર દુર કરશેજ કરશે અસ્તુ

સ્વામિ દયાનદજી જગતમા આજે ફકત પોતાના દેહોત્સર્ગને માન, હજી ત્રીસ વરસ પુરા થયા નથી, તેટલામા જગતના સર્વ ધર્માચાર્યોમા સત્યની કસોટી કરાવી રહ્યા છે ઘણાક તો પોતાના સત્યની ખાતરીબાજ હતા, ઘણાક તો સશયાત્મીક હતા, ઘણાક તો અધકાર અને પ્રકાશને છતી આંખે દેખતા હોવા છતા તેના સત્યને ઓળખી કે વીચારી શકતા નહતા, ઘણાક તો મન મુર્ખની પેઠે જોઇ રહ્યા હતા, તેટલામા તેમના અતર પ્રદેશમા વૈદિક પ્રવાહ રૂપ સ્વામીજીનુ જીવનક્ષેત્ર ખડુ થયુ તેમાથી પ્રકાશ આવ્યો અને હવે જગત સ્વામીજીના ધર્મ ક્ષેત્રનેજ નહીં, પણ પોતાના ધર્મ ક્ષેત્રમા પણ કોઇ નીંદણી રૂપ અધર્મ બીજ ઉગ્યા છે કે નહીં, તે કાઢી નાખવા કે જામવા દેવા તેના સત્યાસત્યના આદેશનોમાં જગત જગમગી રહ્યુ છે. સ્વામીજીનો પ્રકાશ પ્રવાહ હવે ધીરે ધીરે દીગતરમા જગમગી રહ્યો છે, જેથી આ સત્યનાજ માત્ર સગથી ગુરૂપદમાથી પ્રથમ ગુરૂવર્ય સ્વામી દયાનદનો આર્ય સમાજ માત્ર હિન્દમા નહીં પણ આખા જગતમા સત્ય ધર્મનો ડકાનો ગગડાવશે, એ નિશ્ચય છે, કારણ ગાંધીના હાટના સર્વ કરીયાણા મસાલાને અનેક મિશ્રણોમાથી માત્ર અમૃતનેજ ગ્રહણ કર્યુ હતુ અને એજ અમૃતધારાથી તેમણે અનેક અધર્મો ધર્મ રૂપેણ ચાલી ગયેલાને, ચ લતાનો કુઠોધ્ધાર કીધો છે તેઓ શ્રીમાનને જગત અને તેના સમાજીઓ સુધારક તરીકે માનતા

હોય તો તેઓ હજુ ભ્રમમાંજ ગોથાં ખાય છે; એમ સખેદ કહેવું પડે છે પણ આનંદની વાત તો એ છે કે સ્વામીજીનું જીવન કાર્ય સુધારક ન હતું; પણ ધર્મોદ્ધારક હતું. સ્વામીજી, એમ ધર્મોદ્ધારક હતા. એવું જે એક ઉત્તમ સત્ય સમજવામાં આવ્યું છે; અને હજુ તે ઘણાનેકને સમજવાનું છે; તે પહેલાં તો દૈવયોગે સમાધિસ્થ થવાથી તે સત્ય નહીં અટકતાં દર પળે વધુ પ્રકાશ પાડી રહ્યું છે. સુધારકો લોકોની રીતભાત અડગ કે ખીલી હોતી નથી. સુધારક કાચંડાના રંગની માફક દરેક ચાલતી અને ભવિષ્યની પળમાં અનેક પરિવર્તનશીલ સુધારા કરવાનું મંથન કર્યા કરે છે; પણ ઉદ્ધારક તો સદા એક રંગ, અટલ, અડગ હોય છે. તેમના જીવન કાર્યનો માત્ર એકજ રંગ અને એકજ ઉદ્દેશ હોય છે. જેઓ સ્વામિજીને સુધારક જાણે કે અજાણે માનતા હોય તો તેઓ પોતાના જીવન કલહના અનેક શ્રીમંત વ્યાપારોમાં મોહાંધ થઇ જેમ નાના વિધની જગતની બત્રિશીએ ચઢવા જેવી ભુલો કરે છે, તેવી એ એક ગંભીર ભુલ કરે છે. સુધારાને નામે હજુ આવા વિજ્ઞાનના જમાનામાં, પણ જગતમાં કેટલાક અપઢ અને વ્હેમી લોકો ભડકે છે? તેનું કારણ એજ કે તેના વિવિધ રંગ છે. જગત ઉદ્ધારકના ક્ષેત્રને જોવા છતાં, તે પ્રકાશને ઝીલી શકતું નથી. સુધારાના પ્રકાશથી અંજાઇને ભડકે છે. જેથી હજુ પણ બહુધા ભુલોને અંધકારમાં ભટકાય છે. તે બધાંનો અટકાવ થવા ગુજરાતમાં સ્વામિનો અવતાર થયો હતો. એજ અવતાર ભવિષ્યમાં સુધારકને બદલે ઉધ્ધારકનું અગ્રસ્થાન માત્ર હિન્દુસ્થાનમાંજ નહીં, પણ આખા જગતના તખ્ત ઉપર પ્રકાશ આપતું નીવડશે. સ્વામિની ઉધ્ધારક શકિત જગતના સર્વ સુધારા કુધારાને વેગળા મુકાવશે. ને તે સ્થાને શાશ્વત સત્યનો પ્રકાશ પાડીને જગતના કૃત્રિમ તેજને સત્ય પ્રકૃત તેજમાં ગોળવી દેશે કે કેમ ? એ જો કે વિવાદાસ્પદ અત્યારે છે; તોપણ એજ ભવિષ્યમાં સત્યનો પ્રકાશ અને તે પણ ગુરૂવર્ય સ્વામિનો પાડેલો પ્રકાશ જગતને સત્યના ઉન્નત મારગે દોરી જઇ જગતના પાપ સ્થાનને પુણ્ય ધર્મક્ષેત્ર બનાવશે, એ નિર્વિવાદ છે.

બ્રીટીશ પ્રજાનાં પદારોહણ જ્યારે હિન્દમાં થયાં ત્યારે એ કહેવું અતિશયોક્તિ ભર્યું નહીં ગણાશે કે હીન્દમાં સંસાર ધર્મ અને રાજ્ય સંસ્થા, જે આર્યની કે અનાર્યની હો, પણ તે અધર્મનાં કાળાં ઘોર અપઢ હાલતે વ્હેમ અને અનવસ્થાનાં અકાટય વાદળાંથી ઘેરાયલો હતો. પરસ્પર મારામારી, લુંટફાટ અને વૈમનસ્યની અમાનુષિ લીલા હિન્દમાં ચોખુટ પ્રસરતી હતી. ધર્મોદ્ધારક જ્ઞાનમય તે, જગત્ પિતાનો આપણે કોટિશઃ ધન્યવાદપૂર્વક આભાર માનવોજ જોઇએ કે તે મહાન શકિતમાને આવા ઘોર અજ્ઞાનાંધકારની હીન્દ ભુમિનાં દર્શન કરી તેની પાસે નિજ શ્રેયાર્થે વર માગવાને બ્રીટીશ પ્રજાનાં પદારોહણ થયાં, જ્યારે આપણે ઉધ્ધારના ઉંચ પદની ટોચ ઉપરથી ગગડીને નીચે પડતા હતા, ત્યારે પશ્ચિમની પ્રજા ઉદ્ધારની ટોચ ઉપર ચઢવાના સમયમાં અવિશ્રાંત ઉદ્યોગી થતી જતી હતી. તે પ્રજાઓએ નિજ શ્રેયાર્થે આ આર્યાવર્તને ( હીન્દને ) પોતાના ઉદયનું કેન્દ્રસ્થાન માન્યું હતું. તે પ્રજાના શકિતશાળી અગ્રેસર રાજ્યોએ હીન્દને વધુ ને વધુ પડતીના અંધકારમાં નાંખવાને બન્યું તેટલું કર્યું હતું: વળી હીન્દના તેથી આપસના ઝગડા પણ બહુ વધીને પક્ષાપક્ષનું સમતોલન ઓછું થતા હતા જેથી તેને અંકુશમાં રાખવા માટે કોઇ મહા શકિતની જરૂર હતી. તે શકિત બ્રીટીશ પ્રજાના હીન્દમાં

પદારોહણ સાથેજ હિન્દમા આવી હતી બ્રીટીશ પ્રજા વ્યાપારાર્થે હીન્દમા તે વેળાએ આવી હતી, પણ રાજ્યેચ્છાથી તો તે આવીજ ન હતી

હીન્દમા પોર્ટુગીઝ, ફ્રેન્ચ વલંદા, વિગેરે અનેક પશ્ચિમની પ્રજાઓ આવવા લાગી હતી, તે સાથે બ્રીટીશ પ્રજા પણ પાછળથી આવી હતી આ વખતે બ્રીટીશ પ્રજા ખુદ પોતાના સ્વદેશને અજ્ઞાનાંધકારથી દુર કરી તેમા પ્રકાશ પાડીને જાગૃતાવસ્થામા પોતાના ઉદ્ધારનુ કામ કરતી હતી મહાત્મા લ્યુથરે પોપની ધર્માંધકારના સજ્જડ વ્હેમોમા ફસાયલી ખ્રીસ્તી પશ્ચિમની પ્રજાને જાગૃત કરી હતી આથી કરીને ખુદ બ્રીટીશ કીંગડમમા મોટો ફેરફાર થતો ગયો હતો, અસત્યને ત્યાગી સત્યનો અને પરતંત્રતાને બદલે સ્વતંત્રતાનો સંગ્રહ થતો હતો તેજ વખતે બ્રીટીશ પ્રજાના આ હીન્દમા લગભગ પદારોહણ થતા હતા એમ ઇતિહાસથી જાણીતા નિરક્ષરો જાણે છે આ બ્રીટીશ પ્રજાએ પોતાના સુધારા વધારા રૂપ ઉદ્ધારની સાથે સાથે હીન્દમા પણ તેજ ક્રીયા અને પ્રથા ચલાવી હીન્દનો ઉદ્ધાર કરવામા ઉદ્યમશીલ થવામા સમાન હક અને સમાન બંધુભાવનાના એક અટલ નિયમનુ પાલન કર્યું હતુ જેથી તે પ્રજા આજે આખા હિન્દની સત્તાવાર કાયદાસરની સ્વામિ થઇ પડી છે આજે આપણા માનેક તરફ બ્રીટીશ પ્રજાનો શહેનશાહ આપણે માથે ન હતે, આપણે બ્રીટીશ પ્રજા તો શુ ? પણ પશ્ચિમની કોઇ પણ પ્રજા સાથે સંસર્ગમા અને સમાગમમા આવ્યા ન હતે, તો હીન્દની આજે મહા દુર્ગતિજ થતી હોતે, વાદોવાદ બોલનારા બ્રીટીશ રાજ્યાસન પ્રતિ જે જે વિચારો રજુ કરી અગ્રામો બતાવે છે તે બધા દ્વેષ અને ઇર્ષાની દ્રષ્ટિથી ભરેલા વગર અનુભવના છે, જેનાથી પોતાના દોષ જોવાયજ નહીં, અને ઉટના અઢારે વાંકાની માફક પારકાના દોષ આંખો મિચિને જોવાય છે, તે એવી કહેવતને ચરિતાર્થ કરનારા છે.

હિન્દમા બ્રીટીશ પ્રજાની જોડે તેનો ક્રીશ્ચીયન ધર્મ પણ પદારોહિત થયો હતો હીન્દમા હીન્દી લોકો શુ હીન્દુ ? શુ ઇસલામ ? શુ બૌધ ? કે એવા ઇતર દર્શનવાળા લોકો ધર્મોના ચમત્કારોમાં અકારણ વ્હેમમા ગળાગળ ડુબી ગયા હતા નાના વિધની બાધા માનતાઓને ફળાફળની સીધ્ધિમા પરસ્પર વૈમનસ્ય સાધિને મનુષ્યત્વનોજ સંહાર કરતા હતા ત્યા ધર્મનુ શુ કહેવુ ? તે વખતે ખ્રીસ્તી ધર્મવાળી બ્રીટીશ પ્રજા સામુ લોકો આશ્ચર્યથી જોતા હતા તેમની સભ્યતા, તેમનુ પ્રામાણિકપણુ, તેમની ઉદારતા તેમનો ન્યાય, અને છેવટે બ્રીટીશ પ્રજાના સંસાર, ધર્મ અને રાજ્યમા થાનતી દીવસ્ત્રિ વ્યાવહારીક વ્યવસ્થાઓનુ અવલોકન કરી ખુશીથી તેમના વર્તન વ્યવહારને તાબે થતા હતા બ્રીટીશ પ્રજાને હીન્દને તલવારથી કે છળ કપટથી તાબે લીધા નથી, પણ તેણે તો એવો વર્તન વ્યવહાર ચલાવ્યો કે જેથી હીન્દની સર્વ પ્રજા ગી ધર્મ અને કોમની પ્રજા સ્વયં ઇચ્છાથીજ તાબે થઇ છે એ નવુ સત્ય નથી પણ એક પુરાણ સત્ય કે અનાદારમા નાશ છે, ને પ્રેમમા અમરત્વ રહેલુ છે એની વાત છે કે આજે એવો પ્રયત્ન આદરાતો છે કે અને એવુ સરે મેદાન કહેવાય છે કે, અને બ્રીટીશ પ્રજાના રાજ્ય સચિવને સમજાવવામા આવે છે કે બ્રીટીશ રાજ્યામલ સાથે હીન્દી પ્રજાનો પ્રેમ નથી ખરેખર આ એક કલ્પિત જુઠાણુ છે, અને હીન્દ પ્રજાને બ્રીટીશ કર્મચારીઓ

વચ્ચે ખોટો સંદેહ ઉપજાવનારું કમનસિબ કાર્ય થઇ રહ્યું છે. પણ લેખક તો એજ કહે છે કે બ્રીટીશ પ્રજાએ હીન્દની પ્રેમભાવના માટે જરા પણ સંશયી રહેવું એ એક ગોખ્ખાને ઉરપોકનો દેખાવ આપવા બરાબર છે, કેટલાક ભેજાંગેપ સાક્ષરો ! અને બીજા એવા એવા, જે કુતર્કો કર્યા જાય છે તેથી બ્રીટીશ રાજ્યામલમાં ખળભળાટ થાય છે ખરો, પણ તે વરસાદમાં પાણીના બુદ બુદ જેવો ખાલી ખલભલાટ છે.

વિષયાંતર થવાનું કારણ કે આવી સમર્થ પ્રજાનો ધર્મ પણ સમર્થ પવિત્ર અને આકર્ષક હોવો જોઇએ અને તે તેમ હતો. જ્યારે આપણા દરેક ધર્મના આચાર્યો પોતાના ચેલા પાસેથી ધાર્મિક ભેટ-લુટ ચલાવે છે ત્યારે આ હીન્દમાં આવેલા ખ્રીસ્તિ ધર્મના આચાર્યો જોકે તેઓ સ્વદેશે તો પોતાના શિષ્યોની ભેટ લેતા રહે છે; પણ આ દેશમાં તો તેઓ શિષ્યોને ભેટ આપવાથી અને તેમની પાસેથી કોઇ પણ બદલો લીધા સિવાય ધર્મ પ્રચાર કરવાનો અટલ નિયમ પાળી શકયા હતા, પણ તેમનો ધર્મ પ્રચાર આ દેશમાં મનાતી સ્પૃષ્ય અને અસ્પૃષ્ય જાતોમાં થતો હોવાથી અને આભડછેડ તથા વટાળને માથે સનાતન હીન્દુ ધર્મની ખામીઓ બતાવી ઝાડુ મારતા રહેવાથી તે વખતે દેશમાંના ઘણાક લોકો ખ્રીસ્તી ધર્મમાં દાખલ થતા હતા. ખ્રીસ્તી ધર્મમાં ઉંચ તેમ નીચ કોમના લોકોની ભરતી થવા લાગી હતી; અને આજથી સુમારે ૫૦-૬૦ વર્ષ ઉપર વખત એવો આવી લાગ્યો હતો કે બીજા ધર્મોની એટલે ઇસલામ, પારસી, બૌધ્ધોની વાત દુર રહી, પણ હીન્દુ (વેદીક અને જૈન) ધર્મના ઘણા લોકો ખ્રીસ્તી ધર્માનુરાગી થતા હતા, થવામાં અને થનાર હતા, ખ્રીસ્તી આચાર્યો શિષ્યો પાસેથી ભેટ લેતા ન હતા, પણ ખ્રીસ્તી ધર્માનુરાગી થવાથી પોતાના જ્ઞાતિ કુટુંબથી બહિષ્કાર થયેલાને દરેક પ્રકારે તન મન અને છેવટે ધનની સાહાતા દરેક પળે આપતા હોવાથી લોકો ખ્રીસ્તી ધર્મમાં દરેક ક્ષણે વટલતા હતા. તેમ થાય તેમાં કોઇને વાંધો લેવા જેવું હતું નહીં; પરંતુ આર્ય વિના વેદ ભગવાન રૂપ ધર્મનું તેજ આ અંધકારમાં વિલય થતું હતું. તેથી પરમાત્માને સત્યનોજ ઉદય થવા માટે હીન્દ ભુમીમાં બે ઉત્તમ અને ગૌણ રત્નો પેદા કરવાં પડ્યાં હતાં. એ ધર્મરત્નોએ દેશમાં ખ્રીસ્તી ધર્માનુરાગીઓને પોતાના ઘરનું ખરું ધાર્મિક સત્ય સમજાવ્યું અને એમ ખ્રીસ્તી સૈન્ય જે વેદ પ્રજાને જીતવા આવ્યું હતું, તે સામે રક્ષાના કીલ્લા ખડા કીધા. એ બે રત્નોમાં એક ઉચ્ચાશયી આત્મત્યાગી ઉધ્ધારક કે સ્પર્શમણી જેવું સર્વાંગ સત્યથી ભરપુર ચકચકીત ઉત્તમ હતું. ત્યારે બીજું કાંઇક તેથી ઉતરતા આશયવાળું પણ ભગત બીજ રૂપેણ આત્મભોગી માત્ર સ્વયં રૂપે હતું.

પાઠકો આ બે રત્ન તે ક્યાં ? એ સહજ પ્રશ્નનો ખુલાસો વધુ વાર નહીં થોભાવતાં સ્પષ્ટતયા કહી દેવાશે કે એ પહેલું રત્ન તે હીન્દની પશ્ચિમ ભુમીમાં અવતાર ધારણ કરનાર મહોદય વેદોધ્ધારક શ્રીમાન સદ્‌ગત સ્વામી દયાનંદ સરસ્વતિ મહારાજ હતા; જ્યારે બીજું રત્ન પૂર્વમાં કલકત્તામાં અવતારધારી બ્રહ્માનંદ બાબુ કેશવચંદ્રસેન હતા. આ બેય ધર્મવીર પ્રકાશકોએ ઇશ્વરપ્રેરીત વેદ પ્રકાશને હાથમાં લઇને ઘણુંજ ધર્માંધકારનો, અજ્ઞાનાંધકારનો, વ્હેમાંધકારનો, રૂઢી, પ્રથા, અને દેખાદેખીના ઘોર અંધકારનો નાશ કરવા માંડયો હતો. તેમણે જે બાબત જે કાંઇ કર્યું છે તે તેમની જીવનાવળીઓમાં પ્રકાશ થયેલ છે. તે બધું લખવા જતાં વધુ

લજાણુ થઇ જાય છે માટે કહેવાનુ તાત્પર્ય એ છે કે જેઓ સસરના કે ગજના લાભ માટે દુઃખ અને સંકટથી છુટવાની લાલચે ખ્રીસ્તી થઇ ગયા હતા, થતા હતા, ને થનાર હતા, તે બધાને સ્વામી દયાનદજીના અને બ્રહ્માનદ કેશવના અથાગ પ્રયત્નોદ્વારા જાગૃત કરાયા હતા, શુધ્ધ ધર્મનુ સ્વરૂપ, શુધ્ધ સત્યનુ સ્વરૂપ, અને શુધ્ધ આત્મ સ્વરૂપ ઓળખવાની ઈચ્છાવાળા ખ્રીસ્તી ધર્મમા ઉથનાઇ પડતા અટકી ગયા હતા, અને પરિણામે તેઓ પાછા પોતાના સ્વધર્મ મા પાછા વળીને શુદ્ધ સનાતન વેદધર્મને દ્રઢાગ્રહથી પાળવાના નિશ્ચયથી ધર્મ સુધારાને તેમ સસાર રાજ્ય અને ધર્મના સુધારામા બ્રીટીશ અમલની નિશ્ચય સ્વતંત્ર છાયામા તેના ન્યાય રૂપ અમૃત જળ સીચનથી ફળરૂપ થઇ નિશ્ચયી થતા હતા, સ્વામી દયાનદજી ઉદ્ધારક હતા, ત્યારે કેશવ બાબુ સુધારક હતા, પહેલો આર્ય સમાજ અને બીજો બ્રહ્મો સમાજ એવા નામે હીન્દ મા પ્રચલીત થયેના છે

હીન્દની પડતી દીશામા હજુ કાંઇ ઉણપ પુરી થવાને માટે જેમ નિર્માણ થયું હોય તેમ બે પાચ વરસના અંતરે આ તેમના જન્મથી થયેલી પુણ્યભુમીનો ત્યાગ કરી આ બન્ને ધર્મવીરાઓ અકાળે સ્વર્ગ વાસાર્થે દેહ છોડયો હતો જેથી તેમની તો હાવે પણ અને ભવિષ્યમાં હીન્દના લોકોને ખોટ પડી તે પડી, હવે તે પુરાશે નહીં, તે તો માત્ર કોઇ અકલ્પ શક્તિની બુદ્ધિમતાનો પ્રશ્ન છે એ પ્રશ્ન છોડી દેઇને હવે પૂર્વે કથન થયેલા સુધારક ઉદ્ધારકના ભેદને જેણે જાણવો કે સમજવો હોય તેણે એ બેઉ હરીભક્ત મહાત્માઓના જીવન ચરિત્રનો અભ્યાસ કરવો એજ ઉચિત છે આ બન્ને ધર્મ રત્નોની કીંમત ૧૯ મી અને ૨૦ મી સદીમા અમોલ થઇ પડી છે, તેની બરાબરી કે જોડી હજુ ઉભી થઇ નથી. આજે સ્વામી દયાનદ સ્થાપિત આર્ય સમાજની પ્રવૃદ્ધિ દર કદમે મરૂત વેગેથી વધે છે, ત્યારે બ્રહ્માનદ કેશવનો સ્થાપિત, અગર કહો કે રાજારામ મોહનનો કે મહર્ષિ દેવેન્દ્રનાથનો કે શીવનાથ શાસ્ત્રિનો સ્થાપિત બ્રહ્મોસમાજ મદગતિમા આગળ વધે છે આ બન્ને સમાજે જેમ હીન્દમા હીન્દના ઉદ્ધાર સુધારનું કામ કરી રહી છે, એવ અહી તેની ક્ષતિ થવી જોઇતી નથી આ બન્ને સમાજના પડધા આ આપણા જગતના કાન ઉપર પડવા લાગ્યા છે, જગત જાણતું થયુ છે કે આ બે પૈકી પ્હેલો આર્ય સમાજ અને ઋષિ દયાનદનુ નામ વીસમી સદીમાં **વેદધર્મોદ્ધારક** તરીકે પ્રાતઃકાળના ડંકાનાદ રૂપે નિનાદી-ગરજી રહ્યુ છે

આ બન્ને સમાજેએ આપણા હલાકામા અને મુખ્યત્વે કરીને ગુજરાતમાં શુ કામ બજાવ્યુ છે તે પણ અત્રે લક્ષ બાહાર થવું જોઇતુ નથી એ લક્ષ્યબિંદુ ઉપર તો આ લેખની યોજના થઇ છે. તેથી એ બે સમાજના ગુજરાતમા પડેલા પ્રકારની નોંધ લેવાય છે, ને તેનો તફાવત પણ જણાવાય છે, પ્રસિધ્ધમા વેદાંતિ અખા ભગતે બે દોહામા આખુ ધર્મના તત્વ રૂપ સત્ય બતાવ્યુ છે. તેનુ ઉદ્ધરણ કરી લેવાથી પાઠકોના મગજમાં સરળતાથી આ બન્ને સમાજોના કર્તવ્યનુ લક્ષ થઇ જશે. યથા —

" અખા આતમ દરશ બીન, નહીં ઠરનકી જગ, "
" જયુ લોહાર ઘર સાણસી, ક્ષણ પાણી ક્ષણ અગ "
" વાણી તો પાણી ભરે, ચારે વેદ મજુર "
" કેહેણી તો ગારા કર, રેહેણીકા ઘર દુર "

ગામના ગુરૂ રૂપ સ્વામી દયાનંદને દેશના ઉધ્ધારક રૂપે પરમ ગુરૂ પદ આપવા માંડયું છે. એ સ્વામિજીના અને આર્યસમાજના ગૌરવ અને કીર્તીને અધિક ધારનારૂં નથી શું?

ઉપર કહ્યું તેમ સ્વામી નારાયણનો તેમ પ્રાર્થના સમાજનો ભેદ ભાવ ધાર્યાના સમએ પ્રવાહ મંદગતીમાં પડતો ચાલ્યો ગયો, સ્વાર્થની, મોહની, મોટાઇની તંદ્રામાં બંધુત્વભાવ સધાયો નહીં, સુધારાની વાતો ચલાવી અસ્થીર સુધારા આરંભ્યા જેનું પરિણામ લોકોને ભડકાવનારૂં નિવડયું. સુધારો દર કદમે આગળ નહીં વધતાં મંદગતિ ભોગવવા લાગ્યો એવામાં સ્વામિજીની બંધત્વભાવના વાળી આર્યસમાજની પ્રવૃધ્ધિ ગુજરાતમાં થવા લાગી. આજે ગુજરાતમાં આર્યસમાજ અને તેના ધાર્મિક નીડર અટલ વૃતોની ચર્ચા ઉભરે ઉભરે થવા લાગી છે. એ બધો પ્રતાપ ગુજરાતના સુપુત્ર ધર્મવીર સદ્ગત મહર્ષિજીનો છે. દયાનંદેજ વેદનો ઉધ્ધાર કર્યો છે, તેઓ શ્રીમાનજ માત્ર જગતમાં ધર્મોધ્ધારક થવાને પ્રકૃતિ શકિતના અટલ દ્રઢ ઉપાસક અને શ્રધ્ધાવાન હતા. સ્વામિજીના વિદેહ થયાંને લગભગ ૩૦ વર્ષ થવા આવ્યાં છે, સ્વામિજીએ પોતાના જીવનમાં જે કલ્પ્યું હતું તે બધું આજે થઇ રહ્યું છે. અરે સત્યશઃ સચોટ સત્ય નિવડયું છે. સ્વામિજી, આથી સિધ્ધ થાય છે કે સુધારક જેના નામે જગત તો નહિજ પણ હિન્દ તો ભડકે છે તેવા ચંચળ વૃત્તિના ન હતા, તે તો મહાન ધર્મોનાર, દેશોધ્ધારક અને ધર્મોદ્ધારક હતા તે તેમના જીવન ચરિત્રથી જણાય છે.

શ્રીમાન મહર્ષિ સ્વામીજીનો લેખકને ઘણો વખત પરિચય થયો હતો. તે છેક લગભગ તેર વરસની ઉમ્મરથી થયો હતો. લેખકના પિતા શ્રીમાન સ્વામિના સખાભાવે શિષ્ય હતા, જ્યારે ભોળાનાથ ભાઇ સ્વામિના વેદને ઇશ્વર પ્રણિત માનવાના મતમાં સશંક હતા. ત્યારે લેખકના પિતા સ્વામિજીના મતને અનુમત હતા. તેઓ સ્વામિજીના સખાભાવ રૂપેણ જ્યારે તેઓ પોતાના ક્ષેત્રોના આશ્રમે પધારતા ત્યારે બહુધા સુશ્રુષા કરતા હતા. અને પોતાના ખેડુતો, કુટુંબોને બે ચાર દિવસ અતિથી સત્કાર માટે રોકીને ઉપદેશામૃતનું પાંન કરાવતા હતા. તે વખતે લેખકનું મન સ્વામિજી ઉપદેશ ગ્રહણ કરવાને શીશુવયને લીધે અયોગ્ય હતું. તો પણ અંતે તો તેજ ઉપદેશામૃતનો બંધુભાવ હૃદયમાં ગ્રહાયો છે. એ પ્રભુનો ઉપકાર છે. જ્યારે જ્યારે સ્વામિજી અમદાવાદ ને મુંબાઇ વચ્ચે યાત્રા કરતા હતા, ત્યારે ત્યારે તેઓ લેખકના પિતાના આશ્રયે આવી શહેરોની હવાના ચઢેલા થાકથી વિશ્રાંતી મેળવતા હતા. કમનસિબે લેખકના ભ્રાતાએ પોતાના પિતાની નોંધો બગાડી–ખોઇ નાંખી છે; નહિં તો ગુજરાતમાં તે વેળાએ સ્વામિજીના કાર્ય અને પ્રચારની દરેક મીતી વાર નોંધો આપી શકાતે; સ્વામિજીની પ્રતિમા ઉપરથી તેમના જીવત દેહનું ભાન દરેકને થઇ શકે છે, પણ એ જીવત દેહમાં જે સત્તા રૂપ આત્મા હતો, તેને જોનારા અને અનુગામીઓને તો સદા ધન્ય છે કે તેમણે સ્વામિજીના સક્ષાત્કારને અનુભવ્યો છે.

લેખકને યાદ છે કે જ્યારે ધોબી તલાવ ઉપરના ઇન્સ્ટીટયુટમાં મુર્તિપુજા વિષયક ખંડનમંડનનો રામાનુજાચાર્યને સ્વામિજી સાથે વિવાદ થવાનો હતો તે પૂર્વે સ્વામિજીએ એક અચ્યુતાશ્રમ નામક સ્વામિને ખાસ મોકલીને લેખકના પિતાને મુંબાઇ બોલાવ્યા હતા. ત્યારે

( સાલ યાદ નથી ) લેખક પણ પિતા સાથે બાનવયમા મુબાઇ ગયો હતો અને સ્વામિજીનો રામાનુજાચાર્ય સાથે વિવાદભર્યો શાસ્ત્રાર્થ થવાને એ ઇન્સ્ટીટયુટમા હજારો લોકો જાત જાતના ધર્મવાળા, એ સંવાદ અને નિર્ણય જોવાને એકઠા થયા હતા કે લેખકની આજે પણ યા પ્રમાણે એક ઇચ જેટલી જગ્યા પણ પ્રેક્ષક માટે ખાલી નહતી, અતિથી અને મહેમાનોને બેસવાની નહતી, કમનસીબે એ વાદમા હારજીતની શરત રજુ થવાથી વિવાદ થયા વિના એ સભા બરખાસ્ત થઇ હતી એ સારી પેઠે યાદ છે

લેખકને વધુ પરીચયતો સને ૧૮૮૧ ની સાલમા રજપૂતાનાતરગત મેવાડના પ્રાચિન પટનગર ચીતોડગઢમા સ્વામિજી સાથે થયો હતો તે વખતના સાક્ષાત્કારની ગુરૂવર્યના ચારિત્રની જે રેખાઓ હજુ સુધી લેખકના હૃદયપર કોતરાઇ રહેલી છે તેજ અત્રે નોધી છે

સુભાગ્ય વશ યોગ એવો બન્યો કે લેખક શેઠની નોકરી નિમિત્ત ચિતોડમા ગયો હતો તેવામા સ્વમિજી ઉદયપુરથી શ્રીમાન સદ્ગત પ્રતાપી સુર્ય વશીય મહારાણા, રાવજી સજ્જન સિંહ મહારાજાથી રીસાઇને ચીતોડ આવી ડાગ બગનામા રહ્યા હતા મહારાણા સજ્જન સિહજી સ્વામિજીની સેવામા અનુરકત હતા, તોપણ પુરાતન રૂઢીપ્રથાના તેઓ તાબેદાર હતા જેથી વેશ્યાઓને ઉદયપુરમાથી અને ઉદયપુર દરબારમાંથી હાંકી કાઢવાને માત્ર વિનબ થવામા સ્વામિજી મહારાણા ઉપર રિસાઇ ચીતોડ આવ્યા હતા ચીતોડમા સત્યાર્થ પ્રકાશનો પૂર્વાર્ધ ભાગ લખાતો હતો, ત્યારે લેખક સ્વામિજીનો પોતાના પિતાની સાથનો વ્યવહાર જાણતો હોવાથી પ્રતિ દીવસે બે બે વાર સાયપ્રાત સ્વામિજી પરમ ગુરૂવર્ય દયાનંદજીના દિવ્ય દેહની વદના પુજા કરી સતોષાનદ સાથે જ્ઞાન મેળવતો હતો એવ તેઓ એકાગ્રતાથી માગીને ઉપદેશે—મોનવે ચાનવે એકય બધુ ભાવનાને મેળવતા હતા. લેખક પણ તે ભાવનાનો અનુગામી થઇ કૃતાર્થ થયો હતો

સ્વામિજી અવિશ્રાત ચિન્તન વિચારાશ્રરી અને અડગ છતા ચચળ વૃત્તિના સાગર સમાન હતા, તેઓના સ્વભાવમા ભરતી ઓટ થતા હતા, ભરતીઓટ થવાનુ કારણ દેશના બાપડા લોકો જે ધર્માધિકારમા આમ તેમ વ્હેમ અને ભ્રમણાની ભીંતોમા માથા અફાળતા હતા અને પાપાગારમા ગળાગળ ડુબાડ ગયા હતા તેમને ઉદ્ધારવાના પરોપકારી હેતુ રૂપ સ્વામિજીએ સ્વાર્પણ કર્યું હતુ તેથી તેમનો આત્મા જ્યારે ઉપદેશ આપતો ત્યારે ઉછાળા મારતા પ્રવાહ રૂપે વ્હેમની ભેખડોને અનેક ક્રોધાન્વેષ્ટિત વાકયોની ધારાથી તોડી પાડતો હતો, ઉપદેશની ઇતિ સાથે પુન પ્રેમ સાગરમા ઓટ થઇ શાતિ થતી હતી સ્વામિજીના બોલવાને એક કાને સાભળનારને કીંવા સ્વામિજીના દર્શન કરનારને એવુજ લાગતુ કે સ્વામિજી રૂદ્રનો અવતાર છે તેઓ ઋષિરાજ સ્વતત્રતાચારી સ્વેચ્છેક સ્વમતે ચાલનાર અને પોતાની પાછળ બીજાને ચલાવનાર હતા તેઓ કોઇ પણ પ્રભાવશાળી મહા શકિતના તેજથી દબાઇ જતા ન હતા, ઉલટુ પોતાની સત્તાનો તાત્કાળ તેવી મહા શકિતઓ ઉપર પ્રભાવ અને કાબુ જમાવતા હતા, છતા તેઓ અવૈરી અને નિખાલસ હતા આહારમા, ખાનપાનમા તેઓ મિતાહારી અને દુગ્ધાહારી વિશેષ હતા તેઓનુ શરીર ભવ્ય અને રૂષ્ટપુષ્ટ હોવાથી શયનખાળે સુવાનો શીશુ વયના બાળકોને પોતાના શરીર ઉપર ચઢાવીને ગળડાવવાનો તથા પગચપી કરાવવાનો તેમને નિતાત શોખ હતો બાળકો ઉ તેઓ પ્રસન્ન થઇ તેમા પ્રભુના પ્રતિબિબને જોતા હતા

દ્વારા **मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम्**—મન, વાણી અને કર્મમાં મહાત્માઓની એકતા હોય છે—એ સૂત્રને અવલંબી, પોતાની વિરુદ્ધ લગભગ સમસ્ત પ્રજા હોવા છતાં, પોતાના ઉપર પ્રતિપક્ષીઓ તરફથી દુઃખના ડુંગરો ચણવાના કરોડો પ્રયાસ અવિશ્રાન્ત ચાલુ હોવા છતાં, પોતાને સત્ય લાગ્યું તેજ જગતને પ્રબોધીને મહાત્મા દયાનંદ સરસ્વતીએ ગુજરાતનું—મસ્ત દેશનું હૃદય સુધારવા, આર્યાવર્તમાં નૂતન ચૈતન્ય પ્રેરવા, તેના સડી ગયલા વ્યવહારને પુનરુજ્જિવન આપવા, અજ્ઞાનતાના થરોના થરો જામેલા તેને ભેદી-ઉખડાવી જ્ઞાનનો, સત્ય ધર્મનો સ્વર્ગીય પ્રકાશ દૃશ્યમાન કરાવવા જીવન પર્યંત સતત પ્રયાસ કરી ગુજરાતનેજ નહિ પણ આખા ભારત વર્ષને ઉપકારના બોજથી ઢાંકી દીધું છે.

જે મહાત્માએ ભીષ્મપિતામહની પેઠે, ભારત વર્ષના ઉદ્ધારની તિજ્ઞાના પાલનમાં જીવન પર્યંત અસ્ખલિત, નિષ્કલંકિત બ્રહ્મચર્ય પાળ્યું છે, જેના જીવનની પ્રત્યેક ઘડી અને પળ સત્યશોધન અને સત્યપ્રકાશનમાંજ વ્યતિત થઇ છે, જેનું ધર્મશાસ્ત્રોનું અને સામાજિક રીત રીવાજોનું અવલોકન વિશાળ અને સૂક્ષ્મતર છે, જેણે જગતના લગભગ બધાજ ધર્મોનાં પુસ્તકોનું લક્ષપૂર્વક પઠન કરી તેમાં રહેલાં સત્યાસત્યની તારવણી કરી છે, અને જેણે વાંચેલાં તેટલાં પુસ્તકો આપણે જોયલાં પણ નહિ એવા અદ્ભુત્ શક્તિના ધારક, અદ્વિતીય, પ્રભાવશાળી વકતા, અને **परोकाराय सतां विभूतयः** એ સૂત્રને પોતાના જીવનમાં ઉતારનાર સ્વામી દયાનંદ સરસ્વતીના આપણા ઉપરના ઉપકારો ગણાવવાને આ સાધારણ લેખકની ટુંકી શબ્દાવલી માત્ર ક્યાંથી પુરતી હોઇ શકે? છતાં પ્રકાશના દિવાળીના અંક માટે તંત્રી મહાશયની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ થવાથીજ આ લેખ લખાયો છે, તેના દોષો માટે પ્રથમથીજ ક્ષમા યાચના છે.

ગુજરાતની વસ્તીના પ્રત્યેક અંગ ઉપર અને ગુજરાતના સાહિત્ય ભંડોળ ઉપર એ મહાત્માએ કેટલાક ઉપકારોની રૂપરેખા માત્ર નીચે દોરી છે.

**બ્રાહ્મણો ઉપર કરેલા ઉપકારઃ**—જે મહાન્ કોમનું **ब्रह्मजानाति इति ब्राह्मणः** 'જે બ્રહ્મને જાણે છે તે બ્રાહ્મણ' એવું ગૌરવયુકત લક્ષણ અપાયલું છે, જેના વિદ્વાન્ વડવાઓએ આર્ય પ્રજા માટે તત્વજ્ઞાન (ફીલોસોફી) ઉત્પન્ન કર્યું હતું, અને જે યુરોપ અમેરિકામાં એ ચર્ચાદિ પોતાના શ્રેષ્ઠત્વનો પડઘો પાડી રહ્યું છે, જેણે હિંદી આર્યોથી ધાર્મિક વૃત્તિને તૃપ્ત કરવા ષડ્શાસ્ત્રો અને ઉપનિષદો રચ્યાં હતાં, જેના મનુ જેવા વડવાએ હિંદીઓ માટે સામાજિક અને રાજકીય બંધારણો ઘડ્યાં હતાં.

જેના વડવાઓના આશ્રમોમાં હજારો વિદ્યાર્થીની ઠઠ વેદાધ્યયન કરવા જામી રહેતી હતી અને જેઓ કુલપતિ કહેવાતા હતા; જે મહર્ષિઓના દર્શને ચક્રવર્તી મહારાજાઓ પણ આનંદે જતા હતા અને જેને પોતાના નગરમાં-મહેલમાં પધારી પોતાના સિંહાસનને પવિત્ર કરવા કાલાવાલા કરતા હતા, અને જેની કોપદ્રષ્ટિથી મહાધનુર્ધરો પણ થર થર કંપતા હતા, જેમણે હિંદીઓ માટે ભાષાશાસ્ત્ર રચ્યું હતું, જેમણે હિંદીઓને કાન્તાની પેઠે આનંદ સાથે જ્ઞાન આપવા કાવ્યો રચ્યાં હતાં, જેના કાલિદાસ જેવા વડવા હિંદુસ્તાનના સેકસપિયર તરીકેનું માન ધરાવી ગયા છે, જે પાણિની જેવા મહાન વૈયાકરણે જગત માંહેલાં આજ સુધીમાં રચા-

ર્થલાં વ્યાકરણોમાં શ્રેષ્ઠ અને સપૂર્ણ ગણાતુ વ્યાકરણ રચ્યુ હતુ. જેના ચરક અને સુશ્રુત જેવા નાદી અને શસ્ત્ર વૈદોએ વૈદકના સબધમા આધારભૂત ગણાતા ગ્રથો રચ્યા હતા જેના ભાસ્કરાચાર્ય જેવા વડવાએ ખગોલ અને બીજ ગણિતમા અનુપમ નિપુણતા મેળવી એકના આર્યાવર્તમાજ નહિ પણ દિગન્તમા કીર્તિ પ્રસરાવી હતી

ટુકમા

જગતના મહાધર્મોની ધાત્રી
પૃથ્વીના તત્વજ્ઞાનની જનની,
પ્રેમશૌર્યના રણશીંગડાં સરિખડી
ગગન ભેદી સદા કવિતા ગાતી
વેદોચ્ચારિણી યશોસ્વિની અબા
ભારત માતા બીજી નથી અવની ઉપર ' ( ઇદુકુમાર )

એવા ગૌરવવાળી, ' બુધ્ધ મહાવીર ગ્રીસ અને રોમનાં પારણા હીંચોળનારી ભારત માતાને, જેના વડવાઓએ કીર્તિ પ્રદાન કીધુ હતુ, તેજ મહાત્માઓનાં બાળકો આજે દમડી દમડી કીમ્મતના થઇ, રાજા મહારાજાના માનની વાતતો બાજુએ રહી પણ ઝોળી લઇ ઘેર ઘેર —રે જેને પોતે શુદ્ર ગણે છે, અસ્પર્શ્ય ગણે છે, વેદ અને વિદ્યાના અનધિકારી ગણે છે તેવાને ઘેરઘેર—જઇ મુઠી મુઠી ભીખને માટે ટેલ નાખે ! ( અને તે પણ આદર રહિત. ' જા જા હમણા કોણ આપવા નવરૂ બેઠુ છે ' આવા આવા અપમાન સૂચક વાક્યો સાભળીને ) પોતાની ફરજો ભુલી, પોતાના પૂર્વજોની કીર્તિ ઉપર પાણી ફેરવે એ જોઈને કયા શુદ્ધ બ્રાહ્મણનુ અતકરણ નહિ ભેદાય ? કોને ગ્લાનિ ન ઉત્પન્ન થાય ? એક સાધારણ સમજ શક્તિવાળો માણસ આવી પરિસ્થિતિ જોઇ ખેદ પામે તો દયા બતાવનામાંજ જેણે આનદ માનેલો છે એવા મહાત્માને તેમની—ર પોતાની જ્ઞાતિબધુની આવી દુર્દશા જોઇ કેટલી લાગણી થઇ હશે ? અને તે લાગણીને પરિણામે તેમને સમુદ્ધારવા પોતે કટિબધ્ધ થાય એ સ્વાભાવિકજ છે. ભલે આજે બ્રાહ્મણો તેમને નિદે, પણ એ મહાત્માએ ખરેખરો ઉપકાર તો બ્રાહ્મણ વર્ગ ઉપરજ કર્યો છે. ઘણા ખરા બ્રાહ્મણો હવે ભિક્ષાનો ધધો કરતા શરમાય છે, વિદ્યાભ્યાસ કરી સ્વતત્ર રીતે પોતાનો ઉદરનિર્વાહ કરતા થયા છે અને પોતાની કુલ મહત્તા જાળવતા શીખ્યા છે એ પરિણામ તે સ્વામી દયાનદના ઉપકારોનુજ.

## વાણીઆ, ભાટીઆ અને આચાર્યો ઉપર ઉપકાર—

હિદુસ્તાનની એક ધનાઢ્ય અને વ્યાપાર કળામા નિપુણતા ધરાવતી હોય કે જેનુ લક્ષ્ય દ્રવ્યોપાર્જન તરફજ છે, તે કોમના લોકો રાત દિવસ વ્યાપારાદિની આપાદોડમા ગુચવાયના રહે, અને તેને પરિણામે તેઓનુ બીજી સસાર વ્યવહારની બાબતમા દુર્લક્ષ થાય એ બનવા જોગ છે. અને પુરૂષોના આવા દુર્લક્ષથી વૈભજન્ય કેટલોક સડો સસારમાં પ્રવેશના પામે એ પણ સભવિત છે આવી રીતે બનતા કેટલાક દુષ્કર્મો તરફ ઘણા લોકો તો જાણતા છતા આખાઆજ કરતા. કારણ સામાજિક બધનોની સામા થવાની નિર્બળતાજ તે ઉપરાત વળી ગુરૂકુલ અને

ગુરુવચન ઇશ્વરીશાસન તુલ્ય ગણાવાની માન્યતા પણ જડ ઘાલી બેઠેલી એટલે એ કોમોમાં બીજી કોમ કરતાં વધારે અંધશ્રધ્ધા પ્રવેશેલી. આવી સ્થિતિમાં સ્વામી દયાનંદનો ' સાચું તેજ સોનું, ' અધર્મ ગમે તેનો હોય તે પણ ઉઘાડો પાડવામાં પાપ નહિ પણ પુણ્ય રહેલું છે ' એવો ઉપદેશ કેટલાકના મનમાં ઉતરેલો; અને તેને પરિણામે તેઓમાંય ઘણાક સડાઓ દુર થવા પામ્યા ને પામતા જાય છે.

આચાર્ય વર્ગ પણ પહેલાં ગમે તેમ સ્વચ્છંદે વર્તતો, તે પણ હવે સમજતો થયો છે કે યુરોપના પોપની લીલા તોડી પાડનાર મહાત્મા માર્ટિનલ્યુથરના અનુયાયી-પ્રોટેસ્ટંટ-વર્ગ જેવો જાગતો જોધ વર્ગ આપણાં કૃત્યોની સમાલોચના કરવા અહીં પણ ઉભો થયો છે. એટલે તેઓ મને કે કમને, સ્વકર્તવ્ય સમજીને કે લોક નિંદાથી ડરીને પણ સીધે રસ્તે ચાલતા થયા છે. આચાર્ય પદવી જાળવવા માટે માત્ર આચાર્ય કુળમાં જન્મ થવોજ બસ છે એમ માન્યતા ભૂલી હવે વિદ્યા અને સદ્‌ગુણોથીજ ગુરૂત્વ જળવાય છે એવું તેમાંના કેટલાક સમજતા થયા છે. આમ ગુજરાતની એક ધનાઢ્ય કોમમાંથી કેટલીક બદી દુર કરવાના અને આચાર્ય જેવી મહાન પદવીના ધારકને તે પદની મહત્તા સમજાવવાનું કામ કંઇ ઓછા ઉપકારનું નહિ ગણાય.

## અનાવિલ જ્ઞાતિ ઉપર ઉપકાર.

અનાવિલ બ્રાહ્મણો કે જેમની વસ્તી મુખ્યત્વે સુરત જીલ્લામાંજ છે, જેઓ અયાચક બ્રાહ્મણો કહેવાય છે, ખેતી ને નોકરી ઉપર જેઓ અવલંબેલા છે અને સાહસિકતાનો ગુણ ધરાવે છે; તે જ્ઞાતિમાં હજારો વર્ષથી દેસાઇઓનો એક વર્ગ ચાલ્યો આવે છે. એ દેસાઇ વર્ગમાં હજારો રૂપિઆ વાંકડો આપીને પણ પોતાની કન્યાને પરણાવવાનો મોહ દેસાઇ નહિ હોનારાઓને લાગ્યો હતો જેને પરિણામે તેઓ હજારો રૂપિઆના ખરચમાં આવી પડતા, ને દેવાદાર બનતા. આટલું છતાં છોકરી સુખી નહિ. સ્હેજ બાબતમાં તેઓ એક બે ને ત્રણ ત્રણ લાવતા. હજારોની આવક થાય એટલે તેમ કરવા તેઓ કેમ લલચાય નહિ ? પણ આ પરિસ્થિતિ આજે રહી નથી. હવે દેસાઇ કુળને ખોળનારા ભાગ્યેજ જોવામાં આવે છે, હવે વરનાં રૂપ ગુણ અને વિદ્યા જોનારા ઘણા મળી આવશે. આથી હવે દેસાઇઓમાંના ઘણાક-નો પ્રમાદ ઘટવા માંડયો છે, અને બાકીનો સમાન્ય વર્ગ પણ ખરચના બોજામાંથી છુટવા ઉપરાંત તેમની કન્યાઓ કે જે પહેલાં મોટે ઘેર જતી ત્યાં તે સમાન્ય વર્ગમાંની હોવાથી નિંદાતી, ને હમેશ દબાયલી રહેતી; તે પણ હવે પોતાના પિતાની સમાન પંકિત વાળાને ત્યાં જવાથી પૂજાતિ થઇ છે. આ ઉપકાર તે સ્વામી દયાનંદનો.

**પાટીદારો ઉપર ઉપકાર:**—*જેનાથી જગતનું પાલન થાય એવો ઉત્તમ ધંધો કરનાર* પાટીદાર કોમ કે જેમાં અજ્ઞાનતાને લીધે ઝોળીમાંથી—રે ? કેટલેક ઠેકાણે બાળક ગર્ભમાં હોય ત્યારથી-વિવાહ કરી મૂકી પરણાવવાની વાતો ચાલતી, વળી કડવા પાટીદાર જેવી કોમમાં દુનીઆની કોઇ પણ પ્રજામાં નહિ હોય એવી વિચિત્ર અજબ બુધ્ધિના નમુના રૂપ-બારબાર લગ્ન કરવાની પ્રણાલી ચાલતી અને જેને પરિણામે ગંભિર કજીઆ જથાબંધ થવા પામતાં. તે નિંદ્ય પ્રણાલીને સ્વામી દયાનંદના સુદીક્ષર પણ સત્ય ધર્મની દાઝવાળા અનુયાયીઓએ

જમીન દોસ્ત કરી નાખી છે બારબારને બદલે પાચપાંચ વર્ષ અને પછી તદનજ છુટાં લગ્ન કરવાની પ્રણાલી પણ કેટલાકે પ્રચારમા આણી છે આ મહાન રેવોલ્યુશન પરિવર્તનના કારણભુત સ્વામીજી સ્થાપિત આર્ય સમાજ તરફથી પડિતો ગુજરાતના ગામેગામ માન અપમાન સહન કરીને પણ—અગત કરી કરી ખૂણે ખાચરે પણ બાળલગ્નના નુકસાનો વિષે ઉદ્ઘોષ કરી રહ્યા છે વિવિધ પ્રકારના વહેમો દૂર કરાવી મરણ પાછળના ઘર બાળી તીરથ કરાવનારા મોગા મોગા વરાઓના 'અવર્ણિતપણા વિષે લોકોને બોધ આપી રહ્યા છે જેને પરિણામે પહેલાના કરતા ઘણા ઘણા વરાઓ કમી થઇ ગયા છે અમારા સુરત જીલ્લાના પાટીદારો પણ ત્રણ ચાર દિવસ વરો કરતા તે હવે એકજ દિવસ અને તેમા પણ વળી ગોળજ વાપરતા થયા છે, ખુદ સુરત શહેરમા પણ આખી કોમ જમાડાતી હોય તોજ વરો કરવો નહિ તો નહિ આવા આવા ધારાઓ ખરચ ઘટાડવાના ઉદેશથી બધાના અને અમલમા મુકાયા પણ ખરા આ [illegible]ામાં પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે પણ સ્વામી દયાનદજ કારણ ભૂત છે, ગુજરાતની એક [illegible]તેની કોમ આખી જીદગી સુધી જાન મહેનત કરી કરી પૈસો મળવતી અને તે એક દિવસમા અપ્રયોજન ખરચી નાખી ધોવના મુગા જેવી થઇ બેસતી હે, કેટલીક વાગતો શકિત નહિ છતા ઘર ભાડુ ગીરો મુકી આબરુના દ્વાર બધ કરી દેવાદાર બનીને પણ વરાઓ કરનામા આવતા તે સ્થિતિ ફેરવાવીને તેઓને દ્રવ્યનો સચય અને સદુપયોગ કરવાનો માર્ગ [illegible]વો એ કામ નાનુ સુનુ ગણાય નહિ

બાળ લગ્ન વિષેતો સ્વામીજીએ આખા દેશમા ઉહાપોહ કરેલો છતા તેનો ખરેખરો લાભ જો કોઇને પણ મળ્યો હોય તો તે કડવા પાટીદાર કોમનેજ છે અને તેથીજ એ જ્ઞાતિ ઉપરના ઉપકારોમા બાળલગ્નના અટકાવને મુખ્ય ગણ્યો છે

વળી મતિઆ પાટીદાર કે જેની વસ્તી સુરત જીલ્લામાજ બધુ ધા છે, અને જેના ધાર્મિક વિચારો કેટલાક સૈકાથી બ જ વિચિત્ર ચાલતા આવેલા અને જેને પરિણામે તેઓની ગણના હિદુ સમાજમા નહિ જેવીજ હતી તેમને પોતાની ભુલ દર્શાવી તેમાના ઘણાં ઉપરને સત્યધર્મનુ દર્શન કરાવી જીવન સાર્થક કરાવવાના પુણ્યનુ કામ પણ સ્વામીજી સ્થાપિત આર્યસમાજજ કરી શકી છે

## શૂદ્ર ગણાતી કોમો ઉપર ઉપકાર —

જે કોમ હજારો વર્ષથી ઉચી સ્થાનના પગનળે છુદાતી, કચરાતી ને અપમાન સહન કરતી આવેલી, જેને અસ્પર્શ્ય માનવામા આવતી જેને માટે વિદ્યા પ્રાપ્ત કરવાના માર્ગો સદાને માટે બધ પાડવામાં આવેલા, જેનો ધર્મ વિષયમા કશો અવાજજ પહોચવા પામેયો નહિં અર્થાત જેને પશુતુલ્ય ગણી અપમાનજ આપવામા આવેલુ અને જેને પરિણામે આ પ્રગતિના કાળમા બીજા ઉદાર દ્રષ્ટિ વાળા પણ પરધર્મના લોકોના પ્રયાસથી તેઓ પરધર્મમા વટલી જતા તે મોટા વર્ગ તરફ પણ સ્વામીની દયાના કિરણો ઠેઠ સુધી પહોચ્યા હતા. नहि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मन । ચદ્ર ચાડાલના ઘર ઉપરથી પણ પોતાના પ્રકાશના કિરણો ખેચી લેતો નથી

હિંદની વસ્તીનો ઘણો મોટો ભાગ ઉપરોક્ત લોકોનોજ છે, તેમના સુધાર્યા વિના દેશ કદી પણ સુધરેલો મનાવાનો નથી. જંગલીમાં જંગલી જાતોના નમુના જ્યાં સુધી હિંદમાં બહોળા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવશે, અને જેના ફોટાઓ પાશ્ચાત્ય વિલક્ષણ મુસાફરો પાડી લઈ જઈને હિંદની વસ્તીના નમુના તરીકે સ્વદેશમાં બતાવશે ત્યાં સુધી આપણે ગમે તેટલા સુધરેલા હઈશું તો પણ યોગ્ય માન પામી શકવાના નથીજ. બીજા સુધરેલા દેશોમાં આપણે આપણાં માનમહત્તા વધારવાં હોય તો પ્રથમ આપણે જેને શૂદ્ર ગણીએ છીએ તેમને માનમહત્તા આપવાં જોઇશે. નહિ તો જેવા આપણે એમને ગણીએ છીએ તેવાજ આપણને પાશ્ચાત્ય પ્રદેશના લોકો ગણશે. માન આપતાં શીખશો તોજ માન મેળવવા લાયક થઇ શકશો. આપણી ઉન્નતિ એ વર્ગની ઉન્નતિમાંજ સમાયલી છે. આપણી ફરજ છે કે તેમનો હાથ પકડવો. સ્વામી દયાનંદને અનુસરો. તેમણે પોતાના હાથ તેમના તરફ લંબાવેલા અને તમે મૂળ ઉચ્ચ કુળના છો પણ દેશકાળ પરત્વે આવી અધમ સ્થિતિમાં આવી પડ્યા છો એમ ઉદ્‌ઘોષ કરી તેમના મૃતપ્રાયઃ જીવનમાં નૂતન ચૈતન્ય પ્રેર્યું અને મહત્વાકાંક્ષા ઉત્પન્ન કરી જેને પરિણામે તેઓ પોતાના ઘણા દુર્ગુણો છોડી દઇ સુધરતા ચાલ્યા છે.

**સ્ત્રી વર્ગપર ઉપકારઃ**—જે વ્યક્તિ પગના પગરખાં જેવી ગણાતી, 'બુધે નાર બાજરી ને બુધે નાર પાધરી;' એવું જેનું માન હતું અને જેને શૂદ્રોની પેઠે વિદ્યાથી અલગ રાખવામાં આવતી; તેની તે સ્થિતિ ટળી જઇ **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता** એ સૂત્ર ઉચ્ચારાતું થયું એમાં પણ ઘણે અંશે સ્વામીનુંજ કારણભૂત છે.

વળી સ્ત્રી વર્ગમાં દેહલગ્નની વિધવાઓની સ્વામીને બહુ દયા આવેલી તેમનાં દુઃખો અને પાપો જોઇ સ્વામીનું અંતઃકરણ દ્રવીભૂત થયલું અને તેને પરિણામે, પુનરલગ્નના પ્રતિ પક્ષીઓ તરફથી પોતાની અપકીર્તિ થતી સાંભળેલી છતાં તે ખમીને પણ દેહલગ્નની વિધવાઓના ઉધ્ધાર માટે પુનરલગ્ન શાસ્ત્ર સંમત છે એ સિધ્ધ કરવા જીવન પર્યંત સતત પ્રયાસ કરી એ વર્ગની વિધવાઓ ઉપર સ્વામીજીએ ઘણો ઉપકાર કર્યો છે.

આમ ગુજરાતની પ્રત્યેક જ્ઞાતિ ઉપર અને સ્ત્રી પુરૂષ ઉપરના ઉપકારો પછી ભાષા સાહિત્ય અને શિક્ષણ સાહિત્ય પરના ઉપકારો તરફ દૃષ્ટિપાત કરીશું.

વૈદીક સાહિત્યમાં ગુજરાત પહેલાં છેક નિર્ધન હતું તે હવે સ્વામીના ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા તથા એવાંજ બીજાં પુસ્તકોનાં થયલાં ભાષાંતરથી કંઇક સમૃદ્ધ થશે.

હવે છેલ્લો પણ અતિ અગત્યનો ઉપકાર ગુરૂકુલ પ્રણાલીના પ્રચારનો છે. આજે પહેલાં કરતાં ઘણા લોકો વાંચતા લખતા થયા છે ને અંગ્રેજી જાણનારાઓ પણ હજારોને હિસાબે ગણાય છે. છતાં જનસમાજમાં ગુન્હાઓનું પ્રમાણ વધતુંજ જાય છે. કોર્ટોમાં એટલા બધા કેસો જાય છે. જેનો ફેંસલો આપતાં ૭ ૭ મહિના વીતી જાય છે. ને ઠરાવ પર ઠરાવ નાંખવા પડે છે. એ શું બતાવે છે ? હાલમાં આપણામાં આવતી ધાર્મિક તત્વ વિનાની અપૂર્ણ કેળવણીથી જન સમાજના નૈતિક બંધારણની થતી જતી શિથિલતાજ, પ્રવૃત્તિના પૂરમાં વહન કરતી અને

પોલિટીકલપણામાંજ પરિસમાપ્તિ પામતી પાશ્ચાત્ય કેળવણીની સાથે માણસમાં દઢ નૈતિક બળ લાવવા સંસ્કારી સંસ્કૃત ભાષાના અને ધાર્મિક તત્વના મિશ્રણવાળી ગુરૂકુળમાં અપાતી કેળવણીનો આદર થવો આવશ્યક છે.

સ્વામી વિવેકાનંદ કહે છે તેમ જે વડે ચારિત્ર્ય ઘડાય, માનસિક બળની વૃદ્ધિ થાય, અને પોતાના પગ ઉપરજ ઉભા રહેવા જેવા ટટાર થવાય તેનેજ ખરી કેળવણી કહેવી જોઇએ. હાલમાં વિદ્યાર્થી પોતાની સ્વતંત્ર રીતે ગુજરાન કરવાની શક્તિ ગુમાવી નોકરી શોધતો બાહુની ટટ્ટુ બને છે, સરકાર કેટલાને નોકરી આપશે ? કેળવણી એ કલાર્કશીપ મેળવવાને નહિ પણ પોતાના દેશના સ્વતંત્ર ઉદ્યોગોની ખીલવણી કરવા માટે લોકોને વાક્ચાતુર્યથી આંજી નાખી છેતરવા માટે નહિ પણ તેમને નીતિ અને ધર્મનાં તત્વો સમજાવી રાજ પ્રજાના સહાયક થવા માટે છે. આવા ઉદ્દેશોથી અપાતી ગુરૂકુળની કેળવણીની પ્રશંસા આખી દુનીઆ મુક્તકંઠથી કરે છે.

દાખલા તરીકે હરદ્વાર ગુરૂકુળની કીર્તિ આપણા ઇલાકામાં સ્થપાયલું ગુરૂકુળ કે જે હજી પોતાના જીવનનાં પહેલાંજ પગલાં માંડે છે તે પણ વર્ષે વર્ષનાં આદર્શ-ગુરૂકુળ બની સઘળી કોમનાં મન આકર્ષી શકશે અને તેને પરિણામે અન્ય સંપ્રદાયવાળા પણ આવાં ગુરૂકુળો સ્થાપશે. * જો એમ થશે તો ખરે શિષ્યગુરૂપદ્ધતીનું કલેવર ફરી જવાનું અને ગુર્જર પ્રજા તેના અમૂલ્ય ફળની ભોક્તા થવાની. આ ઉપકારો ઓછા કહેવાય ?

સ્વામીના આપણાં ઉપર આટલા બધા ઉપકારો છતાં આપણામાંના ઘણા તેને હજી જોઇ શકયા નથી. જેમ જેમ જડ ચર્મચક્ષુઓ સત્ય વસ્તુનું દર્શન કરવા શક્તિમાન થતાં જશે તેમ તેમ એ ઉપકારો સ્પષ્ટ માલમ પડતા જશે. યુરોપના ધર્મ સુધારક મહાન ફ્રેડરિક ટ્રામેલના ઉપકારોની ઝાંખી પણ યુરોપ વાસીઓને ઘણા વખત પછી જ થઇ હતી.

'પાટીદાર બોર્ડીંગ હાઉસ'
સુરત ૮-૧૦-૧૨. } કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા.



* જૈનો, શ્રેયસાધક અધિકારી વર્ગવાળાઓ અને સ્વામીનારાયણ સંપ્રદાયવાળાઓ પોતપોતાનાં ગુરૂકુળ સ્થાપવા વિચાર ચલાવતા જણાય છે.

ક. વિ.